# લાર્ડ ચેસટરફીલડની
# નસીહતો

અંગ્રેજી ઉપરથી

ગુજરાતીમાં કરનાર,

**ખરશેદભાઈ પેશતનજી ડાકટર.**

**મુંબઈ,**

દફતર આશકારા છાપાખાનાંનાં મધે

બેહરામજી ફરદુનજીની કંપનીએ છાપીઉં છે.

કોટ: બેહરામજી હોરમજી સ્ટ્રીટ, નાં૦ ૬ તથા ૧૧.

સને ૧૮૭૪ ઇસવી.

કીંમત રૂ૧)

# PREFACE.

WHILE presenting to the public this small result of my first humble attempts in the literary line I crave permission to make a few explanatory remarks.

On my leaving the Alexandra Native Girls, English Institution where I first received my English Education I kept up my studies at home during leisure hours by the aid of works on light literature and by translating from English into Goozratee such portions of them as were found to be useful and instructive. Some of these translations of mine were contributed by me to the STREE BODH the well known Goozratee Magazine of popular literature. In course of these humble attempts at self-improvement the idea occurred to me of translating some good English work into the Goozratee language and my attention was soon directed to this valuable little book, LORD CHESTERFIELD'S advice to his son. On a study of it I found it worthy of being rendered into my mother tongue both on account of the profound knowledge and advice contained in it and also on account of there being a much-felt want of books of the kind in the Goozratee language. I thought a Goozratee translation of it would be of much profit and advantage to the Native readers, and with this view only I have ventured to appear before my readers.

I must here express my deep sense of obligation to a good friend of my dear father, who has taken great trouble in revising my MS. translation, and in making some neces sary alterations.

I have also to confess here plainly that had it not been for my beloved husband's assistance in translating this book it would perhaps never have come into existance for which I thank him heartily.

Some of the contents of the work in English being unsuited to the social habits and customs of my Native readers have had to be passed over, whilst other more useful parts of the work have been treated more fully, I have also in many places thought it advisable to use the names of our oriental princes and heroes such as Rustum &c., in lieu of the English names LORD CHESTERFIELD has used, and I hope this arrangement will make this small work more popular than it otherwise would become.

I wish this translation was done by some abler hand than mine in order to do full justice to its talented author LORD CHESTERFIELD; especially when I find his language so deep and concise that it is very difficult to express his thoughts fully and to the purpose in the vernacular. I have however tried my best to give as correct a version of the original as possible, and I hope that my readers will kindly make allowances for any mistakes that they may find in it.

The translation is not done from any pecuniary desire; my only object has been to pass my leisure hours in study, and to set an example to my sisters who are learning the English language.

If this work meets with the approbation of my readers I will think the fruits of my labour repaid in full, and it will encourage me in my future attempts of a like nature.

KHARSEDBAI PESTONJEE DOCTOR.

# દિબાચો.

વાંચનારી બાનુઓ તથા ગ્રહસ્થો આગળ આ મારી
પેહેલી અજમાએસનું નાહનું પુસ્તક મેલ્યા અગાઉ એ વિશે
હું કાંઇએક ખોલાસો કરવાની રજા ચાહુંછું.

અતરેની અલેકઝાંદ્રા સ્કુલમાં ઇંગ્રેજી ભાષાની મારી
ટુંક કેળવણી બંધ પડવા બાદ મારા ઘરમાં મારો નવરાસનો
વખત કાંમમાં લાવવા અને મારા અભ્યાસ તથા માહાવેરાને
ચાલુ રાખવાના વિચારથી કેટલાંક ઇંગ્રેજી ચોપાંનિયાં તથા
એવી બીજી સારી ચોપડીઓ વાંચતાં તેમાં જે કાંઇ સારી
સમજણ તથા સિખામણની વાતો આવતી તેનો તરજુમો
કરીને વારેઘડીએ હું સ્ત્રીબોધ ચોપાનિયામાં મોકળતી હતી.
ત્યારપછી મારો વિચાર ઇંગ્રેજીમાં કાંઇએક સારી ચોપડી
હોય તેનો ગુજરાતી તરજુમો કરવાનો થયો, જે ઉપરથી
પરપુછ કરતાં મને આ નાહનું પુસ્તક બતાવામા આવ્યું
કે જે લોર્ડ ચેસ્તરફીલ્ડે પોતાના છોકરાને દીધેલી નશિ-
હતો વિશેનું હતું. એ પુસ્તક વાંચી જોવાથી મને ઘણુંજ
પસંદ આવ્યું, કારણ કે એની અંદર લોર્ડ ચેસ્તરફીલ્ડે જે
નશિહતો દીધીછે તે ઘણીજ ઉમદા અને ડહાપણ ભરેલીછે.
બીજું એકે એવી ચોપડીઓ ગુજરાતીમાં ઝાઝી નથી, તેથી
એનો તરજુમો જો આપણા લોકના વાંચવામાં આવેતો ખ-
ચીત કરીને તેઓને ફાયદો થાય એવા વિચારથી મેં એ ત-
રજુમો પુરો કરી વાંચનારની સામું મુકયોછે. એ તરજુમો

પુરો કર્યા પછે મારા મુરબ્બીના એક ખેરખાહ દોસ્તે એને તપાસ્યોછે અને તેમાં કેટલોએક ફેરફાર કીધોછે, તે ગ્રહસ્થનો આ જગ્યાએ હું ઉપકાર માનવાને ભુલતી નથી.

વળી મને ઓલી રીતે હિયાં જણાવવું જોઇએછે કે એ તરજુમો કરતી વખતે જે કિમતી મદદ મને મારા મયાલુ ખાવંદથી મળીછે તે જો ન મળતેતો કદાચ આએ ચોપડી મારી એખલીથી લખાઇને બાહેર પડતે નહી. માટે તેમનો હું આ પ્રસંગે મોટો ઉપકાર માનું છું. એ પુસ્તકમાંની કેટલીએક બાબતોને મેં ટુકમાં પતાવી દીધીછે, કારણ-કે લોર્ડ ચેસ્તરફીલ્ડે કેટલીએક રીતભાતો ઉપર નસિહતો કીધીછે કે જે આપણા દેશીઓની રીતભાતને લાગુ પડતી નથી, અને કેટલીએક બાબતો વિશે જયાંહાં અગતજોગ માલમ પડયુંછે ત્યાંહાં મેં જરા વિસ્તારીને બયાન કીધુંછે. બીજું એમાં કેટલાએક ઓલા ફેરફાર કીધાછે, જેમકે એ ઇંગ્રેજી પુસ્તકમાં આગળ થઇ ગયલા ઇંગ્રેજી પાદશાહોના નામછે જે કાહાડી આપણા ઇરાની પેહેલવાંનોના નામ જેવાંકે રૂસ્તમ, ઇત્યાદિ આપ્યાંછે.

હું ધારૂંછું કે આએ પુસ્તકનો તરજુમો કોઇ મારા કરતાં વધારે હુશીઆર બાનુએ અથવા ગ્રહસ્થે કીધો હતેતો લોર્ડ ચેસ્તરફીલ્ડ જેવા નામાંકીત ગ્રહસ્થને પુરતો ઇનસાફ મળતે, કારણકે એ પુસ્તક ઇંગ્રેજીમાં એવીતો કઠણ જુબાનમાં લખ્યુંછે કે તેનો ગુજરાતીમાં સાર મેળવતાં ઘણો વિચાર કરવો પડેછે, તોપણ મારી ઇંગ્રેજીમાં લીધેલી કેળવણી પ્રમાણે એ તરજુમો કરવામાં મારાથી જેટલું બન્યું એટલું મેં કીધુંછે, એ ઉપરાંત એમાં જો કાંઇ ભૂલ યા ખાંમી થાઇ હોયતો મારા ભલા વાંચનારે સુધારી દરગુજર કરવી.

આએ નાહનાં પુસ્તકનો તરજુમો કાંઈ મોટી હાંસલ મળે એવા વિચારથી કીધો નથી, પણ ઉપર કહયા પ્રમાણે મારો નવરાસનો વખત રોકવા અને ઇંગ્રેજી શિખનારી મારી બેહેનીઓને સારો દાખલો બેસાડવાની મતલબથી કીધોછે. એ જો વાંચનારાઓને પસંદ પડશેતો મારી મેહેનતનું ફળ મને મલ્યું એમ સમજશ અને હવે પછી એજ માફક કોઈ બીજાં સારાં પુસ્તકનો તરજુમો કરવાને મને ઉમેદ છુટશે.

**ખરશેદબાઈ પેશતનજી ડાકટર.**

# સાંકલીઉ.

પૃષ્ઠ.

# લાર્ડ ચેસટરફીલડની નસીહતો.

## મનની ગાફેલી.

એક ગાફેલ માણસ ઘણું કરીને નબળો હોયછે, અ-
થવાતો થોડાંનું ઘણું કરે એવો હોયછે. એથી કરીને તે
માણસ મંડળીમા ઘણું અનગમતું થઈ પડેછે. તે આલ-
સાઈ ભરેલી ચાલચલણોને લગતાં સંઘળાં કાંમમાં ખામી
ભરેલો હોયછે. સાધારણ જે વાતચીત થતી હોય તેમા
ભેળાતો નથી પણ જેમ સ્વપ્નામાંથી ઉઠયો હોય તેમ તે
વચમાં ઘડી ઘડી ટચકા મુકેછે. તે વિચારમાંને વિચારમાં
વિટળાયલો હોયછે, પણ ખરૂં જોતાં તે કઈબી વિચારતો
નહી. તે પોતાના નજદીકના દોસ્તોને પણ નજરે ઓળખી
શકતો નથી, અથવાતો જાણે તેઓ સાથ ખારમાં હોય અને
જવાબ આપે તેવા જવાબ દેછે. તે તેની પાઘડી એક ઓર-
ડામાં મુકેછે, તેની લાકડી બીજા ઓરડામાં અને અગરજો
તેના બુટ કહાડવાને મેહેનત નહી પડતી હોય તો તે પણ
ત્રીજા ઓરડામાં મુકે ખરો. ખચીત કરી આએ એક
એવી નિશાનછે કે જેથી એકતો તેનું મન એટલું નબળું હોય કે
એક વખતે એક ચીજથી વધારે ચીજ ઉપર ધ્યાંન આપી
શકે નહી અથવાતો તેનું મગજ એવું ડોળઘાલુ હોય કે
જાણે તે કોઈ માહાભારત અને અગત્યના કામમા રોકાયલું
દેખાડવા માગતો હોય એવું લાગેછે. સર આઈઝાક ન્યુટન,
લાક અને કદાચ એવા બીજા પાંચ છ મોહોટા પુરૂષો આવી
રીતની મનની ગાફેલી રાખવાનો દાવો કરી શકેતો તેઓને

તે લાયકછે, કાંએકે તેઓએ જે માહાભારત શોધો કીધીછે તે શોધોને વાસ્તે અતિશય વિચાર શકિતની અગત્યછે, પણ એવી છુટને કોઈ બીજાં માણસોથી દાવો થઈ શકશે નહી અથવા આપણ તે શાંખી શકશું નહી.

જે માણસે જે ચીજ હાથમાં ધરી હોય પછી તે ગમે એવી હોય તેની ઉપર પોતાનું ધ્યાંન રાખે નહી તો તે માણસ કાંમકાજમાં અને વાતચીતમાં કોઇબી પ્રકારે લાયકનું નથી.

જયારે આપણે એક માણસને તદન ગાફેલ મનનું જોઇએ ત્યારે આપણે એવું ઇચ્છિયે છિયે કે તે ઠેકાણે આપણે હતે નહીતો સારૂં; કાંએકે જે ઓરડામાં સાવધપણું ન હોય અને વળી બેઅદબી હાજર હોય તે ઓરડામાં કોઇબી માંણસ ઉભું રહી શકે નહી.

આપણે એક ગાફેલ માંણસની સોબતમાં રેહેવા કરતાં એક મુએલાં માંણસ આગળ રેહેવાને દરૂરત ધારશું; કાંએકે અગરજો મુએલું માંણસ આપણને કાંઇબી મોજ નથી આપતું તોપણ તે આપણ તરફ ધિક્કાર નથી બતાવતું: પણ બરૂં પુછાવોતો ગાફેલ માણસ ઘણીજ બોલી રીતે અથવાતો ચુપકીદીથી આપણને એવું કહેછે કે તે આપણી સાથે વાત કરવાને હલકું ધારેછે. બીજું એકે ગાફેલ માણસ કોઈબી મંડળીની ચાલચલણ, રીતભાત અને સભ્યતાની ઉપર કદીબી ટીકા કરી શકે નહી. પોતાની આખી જીંદગીમાં તે સર્વથી સારી મંડળીમાં ફરયો હશે તોયપણ તેણે કદીબા ડહાપણ મેળવ્યુંજ નથી એમ ચોકસ જાણવું જોઇએ. આપણે એક ગાફેલ માંણસની સાથે વાત કરયે એ એક બેહેરાં માંણસની સાથે વાત કરવા બરાબરછે. જે માણસને વિશે આપણે બોલું જોઇએ કે તે આપણું સાંભળતો નથી, અથવા ધ્યાન આપતો નથી, અથવા સમજતો

નથી તો તેવાં માણસની સાથે વાત કરવી એ ખરેખર જાણીજોઇને એક ભુલ કરવા બરોબરછે.

---

## ચિત્ત.

જે માણસ પોતાના હાથમા ધરેલાં કાંઈ કામ ઉપર પોતાનું ચિત્ત આપી શકે નહી અથવા તેની ઉપર અમલ કરી શકે નહી, યા કંઈ નહીતો તેટલો વખત પોતાના વિચારમાંથી બીજાં બધાં કાંમોને જો દુર નહી મુકેતો તે માણસ નથી કામને લાયક કે નથી મોજને લાયક. અગર જો એક "બાલ" ની વખતે, એક જીઆફતની વખતે અથવા ખુશીની મીજલસની વખતે જે માણસ પોતાનુ મન ભૂમિતિનો એકાદ અઘડો દાખલો કરવા રોકેતો તે ઘણોજ ખરાબ સાથી થઈ પડશે, અને મંડળીમાં તે પોતાનો દેખાવ ઘણોજ કંગાળ કરશે; અથવા અગરજો પોતાના ઓરડામાં એવા કોઈ દાખલાનો અભ્યાસ કરતાં કરતાં ઓરતો બાલમા પગલાં કેમ મુકેછે તેનો તે વિચાર કરેતો આપણે એવું કહી શકયે કે તે ઘણો બોથડ ગણીત શાસ્ત્રી થશે.

અગર જો તમો એક વખતે એકજ ચીજ કરવા માગોતો આખા દહાડામાં દરેક કાંમ કરવાને પુશ્કળ વખત મળશે, પણ અગર જો એકજ વખતે બે ચીજ કરવા જશોતો આખા વરસમાં એકબી ચીજ તમો પુરી કરી શકશો નહી.

એક ચીજની ઉપર મજબુત અને મકમ ધ્યાંન આપવું એ એક ઉંડા મગજની નિશાનીછે; પણ ઉતાવળ, ગડબડ અને મનનો ધાભરાટ એ એક નબળાં અને છાલકાં મગજની કદી ખુટે નહી એવી નિશાનીછે.

ખરેખર, ચિત્ત વગરતો કંઈબી બની શકતું નથી: ચિત્તની ખુટ જે ખરેખર વિચારની ખુટછે, તે બેવકુફાઈ યાતો ઘેલાપણું એ બેમાંનું એકછે. તમોને સઘળી ચીજ પર ચિત્ત રાખવું જોઈએ એટલુંજ નહી પણ ચિત્તની ઝડપ જોઈએ, કે જેથી કરીને એક ઓરડામાં લોકો બેઠેલા હોય—તેઓની ચાલચલણ, દેખાવ, અને તેઓના બોલો પર એકેદમ અવલોકન થઈ શકે; અને વળી તે ટીકીને જોયા વગર એવા દેખાવથી જોવું કે જાણે આપણે તેઓ તરફ ધ્યાંન પહોચાડતાંજ નથી. આવા ઉતાવળા અને નહી પરખાય એવાં અવલોકન એક જીંદગીમાં બેહદ ફાયદાકારકછે, અને તે સંભાળથી હાંસલ થઈ શકેછે; અને તેથી ઉલટું, જેને ગેરહાજરી યાને ગાફેલપણું કહયે છિયે તે અવિચારની અને કાંઈબી કાંમમાં ચિત્તની ખુટની નિશાનછે. એ બેધ્યાન માણસને બેવકુફ અથવા ઘેલું જેવું કરેછે, જે બેમાં આપણેતો કાંઈ તફાવત જોતાં નથી. એક બેવકુફ માણસને વિચાર હોતાજ નથી; એક ઘેલા માણસના વિચાર તદન ખાવાઈ ગયલા હોયછે; અને ગાફેલ માણસ તેટલો વખત તે વગર હોયછે.

ટુકામાં કહયેતો, સઘળા માણસોથી જાણવાજોગ જ્ઞાન યાને દુનીયાને લગતુ જ્ઞાન—ઘણાજ ધ્યાંનવિના કદીપણ હાંસલ થતું નથી. આપણે ઘણા બુઢાં માણસોને જોઈએ છિયે જેઓ જોકે દુનીયામા ઘણો વખત જીવેછે, તોપણ તેઓના છાલકા મગજથી અને બેધ્યાંનપણાથી દુનીયાને લગતાં જ્ઞાન વિશે તેઓ માત્ર બચ્ચાં જેવા હોયછે. ચોકસ આકારો, જે સઘળા માંણસો કબુલ કરેછે, અને ચોકસ હુનરો, જેની ઉપર સઘળાઓનું દાલ દોડેછે, તેઓની અંદર કેટલીએક રીતે ખરી ખીના ઢંકાયલી રહેછે, અને

સઘળા લોકોને સામટો બાહેરનો દેખાવ આપેછે. પણ ધ્યાંન અને ડહાપણ એજ માત્ર અજ્ઞાનપણાનો તથા બાહેરનો ખાલી દેખાવનો પડદો ફાડીને ખરો ખુદરતી ગુણ શોધી આપેછે.

કેટલીએક વખત નાહની નાહની બાબતો ઉપર ધ્યાંન આપવાથી દરેક માણસના દીલમાં જે ખુદરતી મગરૂરી અને પોતા વિશે જે ખુદ પ્યાર હોયછે તે તેને અસર કરેછે. એ નાહના પ્રકારના ધ્યાંનો જોકે નજીવાં લાગેછે, તોપણ વારેઘડી-એ બેહદ ફાયદો ઉપજાવેછે, કાંએકે જે માણસોને આપણે એવી રીતનું ચિત્ત આપ્યે છિયે તેઓ વિશે આપણે જે ઉંચું મત અને માન ધરાવ્યે છિયે તેની તેઓ સંદેહ વગ-રની સાબેતીછે. જેમકે: એવું વિચ્યારો કે તમે કોઈ શખ્સોને તમારી સાથે રાતના યા બપોરના જમવા તેરયા હોય, તેઓ કોઈ બીજે ઠેકાંણે જમી આવ્યા હોય અને ત્યાંહાંની વાંણીઓ તેઓને પસંદ પડી હોય તે વાંણી-ઓ ઈયાદ રાખીને તેરેલા મેજબાંનોને વાસ્તે તમોને બનાવવી જોઈએ અને ખાતી વખતે તક આવે ત્યારે તમુને એવું કહેવું જોઈએ કે, "તમો સાહેબને પેહલી જગ્યાએ આએ વાણીપર શોખ ઘણો હતો અને તેથી કરીને આજે મેં તેવી વાંણીઓ તમારે વાસ્તે બનાવાને હોકમ કીધો." "તમોને આએ વાઈન ઘણો પસંદ પડયો હતો તે મેં જોયું હતું વાસ્તે હું થોડીએક બાટલી તેમાંની લાયોછું." વળી ઘણાખરા લોકોને કોઈ જાતની એબ અથવા ખોડ હોયછે; એક અથવા બીજી જાતની ચીજપર ધિક્કાર યા પ્યાર હોયછે. અગરજો એક માણસને બીલાડી અથવા ઉંદર વિશે કંટાળો હોય ને તેને વાસ્તે આપણે તેને હસ્યે અથવા બેધ્યાન, અને બેદરકારપણાથી તે ચીજોને તેના મહોડાં સામું આવવા દઈએ (કે જે જો આપણે મન ઉપર લેતેતો

તે અટકાવી શકતે,) તો તે પોતાને અપમાંન મળેલું સમજે અથવાતો આપણે તેને તુચ્છકારી કાહડયો હોય એવું તેને લાગશે અને તે બંને ચીજો તે યાદ રાખશે; પણ બીજા હાથ ઉપર તેને પસંદ પડતી ચીજ તેને વાસ્તે તમો મેળવો, અને તેને નાપસંદ પડતી ચીજ દુર રાખો એવી જો તમો સંભાળ લેવોતો તે એવું સમજેછે કે કાંઇ નહીતો તમે તેની ઉપર ધ્યાંન આપોછો, કે જેથી તેની ઈતરાજી ઉશ્કેરાયછે અને કદાચ અગરજો તમોએ તેની વધારે અગત્યની ચાકરી કીધી હતે તેનાં કરતાંને પણ તે આવી નજીવી વાત ઉપર ધ્યાન આપ્યાથી તમારી સાથે વધારે દોસ્તી માંડેછે. જેમ જેમ આવી ચીજો નજીવી હોયછે, તેમ તેમ તે પુરૂષ સારૂં તમારૂં ધ્યાંનછે એવું તે સાબેત કરેછે અને તેથી કરીને તેવી નજીવી ચાજો વધારે પ્યારી લાગેછે. તમારા દીલને પુછો, અને જુઓ કે આવાં નજીવાં ધ્યાંનો જયારે તમુને બીજા લોકો બતાવેછે ત્યારે તમારૂં પોતાનું દીલ ઈતરાજી અને પોતાનાં પ્યાર વિશે કેવું ઉશ્કેરાયછે કે જે સ્વપ્યારના જુસામાંથી કોઈબી માણસ વેગલું નથી. વિચાર કરો કે એ નજીવી બાબદોથી કરીને તે પુરૂષ તરફ તમાંરૂ દીલ કેવું ઢળી જાયછે અને ખેંચાયછે, અને ત્યારપછી તે પુરૂષ જેબી કાંઈ કહેછે અથવા કરેછે ત્યારે કેવી રીતે તમે તેની તરફ જોવોછો. એકજ જાતના કારણો એકજ જાતની અસર તમારી તરફમા કરશે.

---

## અનાડીપણું.

ઘણાએક લાયકીવાળા અને જૂદી જૂદી જાતના સમજુ માણસોને પોતાની ચાલચલણમા ઓર તરેહની ઓડ,

માંહી આદત, અને તહરેવાર જાતનું અનાડીપણું હોયછે, જેથી તેઓની તરફ એટલો કંટાલો અને નાપસંદગી લાગેછે કે તે માણસોની બીજી ગમે એવી કિંમતી શક્તિ અથવા ખુબી હોયછે પણ તે તેઓની આવી અનાડી ચાલને કાહાડી નાખી શકતી નથી અથવા તે ઉપર ફાવી શકતી નથી. હવે અનાડીપણું માત્ર બે કારણથી નીપજી શકેછે. એકતો સારી મંડળીમાં નહી ફરવાથી, અથવાતો સારી મંડળીમાં ફરીને તેના કાનુનો ઉપર ધ્યાન નહી આપ્યાથી. જ્યારે કોઈ અનાડી પુરૂષ પેહેલવેહેલાં ઓરડામાં આવેછે ત્યારે આતો હમેશ બનેછે કે તેની લાકડી તેના પગની વચમાં આવવાથી તેને આંટી આવી જાયછે અને તે જમીનદોસ્ત થાયછે. આવા અકસ્માત બનાવમાંથી તે ઉઠવા પછી પેલા ઓરડામાંની જે જગ્યાએ તેને બેસવાનું ઘટારતજ નથી હોતું ત્યાંહાંજ જઈ બેસી જાયછે. ત્યાં બેસતાંનેવાર તેના માથાં પરની પાઘડી યા ટોપી કાહાડતાં પડી જાયછે અને તેને ઉંચકવા જતાં, પોતાની લાકડી નીચે નાખી દેછે. લાકડી લેવા જતાં તેની પાઘડી યા રૂમાલ બીજી વખતે નીચે પડેછે; અને એવાં ઘભરાટમાંથી પોતે ઠેકાણે આવે તેની અગાઉ નજદીક યા કલાક નીકળી જાયછે. અગરજો તે ચાહે અથવા કાફી પીવા બેસેતો પોતાનું મોહોડું જ બાળી નાખેછે, અને પ્યાળું નહીતો રકાબી પાડી નાખેછે, અને પોતાના લેગા અથવા ઇજારના પાએજાપર ચાહે યા કાફી નાખ ધોર કરેછે. બપોરના જમતી વખતે મુખ્ય કરીને તેનું અનાડીપણું વધારે જણાયછે કાંકે તે વખતે તેને વધારે કાંમકાજ કરવાનું હોયછે. ત્યાં તે પોતાની છરી, ચમચો, યા કાંટો ટેબલ ઉપર બીજાં સઘળાં માણસો પકડે તેથી જૂદીજ રીતે પકડેછે. છરીથી તે ખાયછે જેથી તેનું મોહોડું કપઈ જવાની ધાસ્તી રહે-

છે. કાંટાથી ખાતાં તે કાંટો દાંતમાં ભોકી દેછે, અને ચમચો જે તેના મહોડામાં વીસ વખત ઘાલેલો તે પાછો વાણીની રકાબીઓમાં મુકેછે. જો તે મરઘી યા રોસ્તનો કટકો કાપવા બેસેતો સાંધામાંથીતો તે કધુ કાપવાનોજ નહી; પણ હાડકાની અંદરથી કાપવાની ખોટી તજવીજ કરતાં દરેક માણસના ચેહેરા ઉપર ગરેવીનાં છાંટા ઉરાડેછે. તે ઘણું કરીને ચરબીથી અને સેરવાથી પોતાને ખરડેછે, જો કે પોતાને સાફ રાખવાને તેની પાસે રૂમાલતો હોયછે તોબી તેનો ઉપયોગ કરતો નથી, અને ફ્જેત પડી પોતાની દાહાઢી ઘવડયા કરેછે. જયારે તે પીએછે ત્યારે પોતાના ગલાસની અંદર હમેશ ઠાંસ્યાં વગર રહેતો નથી, અને પોતાની આસપાસ બેઠેલા લોકોની ઉપર છાંટા ઉરાડેછે. આ સઘળાં ઉપરાંત તેને અજબ રીતની ખોડ અને ચાળા કરવાની ટેવ હોયછે. જેમકે નાખના ફીફરાંની છેક ઉપર તપખીર લેવાની, મહોડાનાં ચાળા કરવાની, પોતાના નાખની અંદર વારેઘડીએ આંગલી ખોસવાની, અથવા નાખનાં ફીફરાં જોરથી ફુંકવાની. • એ સઘળું કીધા પછી પોતાનો રૂમાલ જોવા જાયછે, જેથી તેના સોબતીઓને ધધડાને તાવ આવે એવો કમકમાટ છુટેછે. જયારે તેને કાંઈબી કાંમ કરવાનું નહી હોયછે ત્યારે તેના હાથ તેને પોતાને કંટાળા ભરેલા લાગેછે; અને તે જાણતો નથી કે તેઓને કયાં મુકવા; પણ તે હાથોને પોતાની છાતી અને શરીરનો કોઈએક કઢંગો ભાગ ધવડવા કામે લગાડેછે. તે પોતાના કપરાં બરાબર પેહેરતો નથી અને ટુકામાં કહયેતો બીજાં માણસની માફક કાંઇ કરતો નથી. આપણે કબુલ કરયે છિયે કે આ સઘળું કંઈ પણ રીતે ગુન્હા કરવા જોગ નથી; તોયપણ મંડળીની અંદર એવી ચાલ નાપસંદ અને હસવા સરખી હોયછે, વાસ્તે જે-

ઓની મરજી દોસ્તોમાં પ્યારા થવાની અને તેઓને રાજી રાખવાની હોય તેઓને અતિશય સંભાળ રાખીને આવી ચાલ છોડવી જોઇએ.

તમારે કેઈ ચીજ નહી કરવી અને કેઈ ચીજ કરવી તે વિશે આએ હેવાલ ઉપરથી સેહેલમા ખ્યાલ કરી શકશો; અને જે લોકોએ દુનીયાદારી જોઈ હોય તેવા લોકોના રેવાજોની રીતભાતોની ઉપર ઘટતું ધ્યાંન આપ્યાથી તમો પણ તે રેવાજોથી માહિતગાર થશો અને તે માફક ચાલવાની ટેવ પડશે.

વળી વાતચીત કરવામાં અને ઉચ્ચાર કરવામાં જે અનાડીપણું હોયછે તેને ઘણી સંભાળથી દુર રાખવું જોઈએ. જેમકે જુઠું અંગ્રેજી બોલવું, ખરાબ ઉચ્ચાર કરવા, જુની કેહેવતો, અને સાધારણ કેહેણીઓ કેહેવી; કાંએક એ સઘળાઓ ખરાબ અને નીચ સોબતની સાબેતીછે. માણસના મનની પસંદગી જુદી જુદી જાતની હોયછે, અને દરેક માણસનો સ્વાદ પોતાને મનગમતો ચોકસ જાતનો હોયછે એવું કેહેવાને બદલે જો એમ કહોકે એક માણસનો ગોશનો ખોરાક તે બીજા માણસનું ઝેહેરછે તો દરેક સમજુ માણસ ચેતી જશે કે તમો ચાકડયાઓ અને ચાકરડીઓ શિવાયે કોઇબી સારા માણસની સોબતમા અને સારી મંડળીમાં ફરયાજ નથી.

વળી મનનું પણ અનાડીપણું હોયછે, જેને સંભાળથી છોડવું ઘટારતછે અને જે છોડાઈ શકાયછે. જેમકે કોઈ ચીજના નામો વીશે ભુલ કરવી અથવાતો તે ભુલી જવાં. આંગલી વચે હાથ પકડીને કોઈ માણસનું નામ યાદ નહી આવે ત્યારે એમ બોલ્યેકે અરે પે—પે—પેલાનું નામ શું? તે—તે—તેનુ નામ અરે—એમ બોલવું એ

ઘણુંજ કઢોડું લાગેછે. એજ પ્રમાણે લોકોને અઘટતા ઇલકાબો અને નામોથી બોલાવવાં; જેમકે "નામદાર ઉમરાવ" એમ બોલવાને બદલે "સાહેબ" કરી કેહેવું; અને સાહેબને બદલે "નામદાર ઉમરાવ" કરી કેહેવું. એક વાત જે તમે બરોબર જાણતા નહી હોવો, અને વળી તેને છેડા સુધી પુરી નહી કરી શકો, પણ અરધી વાત કરીને પછી એમ કહો કે "બાકીનું હું ભુલી ગયો," તો તે ઘણુંજ નાખુશ અને અડભંગ જેવું લાગેછે. એક માણસ જે દરેક ચીજ બોલે છે તે અતિશય બરોબર, સાફ, અને સમજ પડે એવી જુબાનમાં બોલવું જોઇએ, નહીતો બીજાઓને ખબર અને મોજ આપવાને બદલે તે તેઓને કંટાળો આપશે અને ગુચવાડામાં નાખશે.

---

## શરમાળપણું.

શરમાળપણું એ એક ઉલ્લૂ માણસના પરખાઈ આવે એવો આચરણછે. તે એક ભભકાવાળા પોશાક પેહેરેલા માણસની સાથે વાત કરતાં પોતાનું ભાન ખોઈ દેછે અને બરોબર જવાબ આપ્યા વગર શરમાઈ જાયછે અને તોતડો બોબડો બની જાયછે; જેથી કરીને પોતાની હાંસી થાશે એવી વગર કારણની ખોટી ધાસ્તીને લીધે તે ખરેખર પોતાની હાંસી કરેછે.

નરમ સ્વભાવ અને અનાડી રીતે શરમાવું એ બંને વચ્ચે ભારે તફાવત હોયછે, અને જેમ એક નરમ સ્વભાવ ખરેખરો વખાણવાજોગછે તેમ કઢંગુ શરમાળપણું એ હસવા જેવુંછે. ભોળાનાથ બનવું એ બેઅદબ થવાના જેવુંજ અયોગ્યછે; અને અગર જો આપણે એક ઓરડામાં ચેહેરો ઉતર્યા વગર અથવા ગભરાયા વગર દાખલ થઇએ નહી

અને લોકોની સાથે બરોબર વાત કરી શકયે નહી તો આ-
પણે આપણી મેળે બીજાઓના ધિક્કારમા આવી પડયે છિયે.
જે માણસને પોતા વિશે વિશ્વાસ નહી હોય જે હીચકારો
અને શરમાળ હોય તે માણસમાં ગમે એવી ખુબી હોવાછતાં
દુનીયામા તે કદી આગળ વધી શકવાનો નથી. તેનું નાઉ-
મેદીપણું, તેને સુસ્ત કરેછે; પણ જે માણસ બાહર માથું
કાહાડેછે, જે ગોધાટ કરી મેળેછે, જે ગરબડયો હોયછે તે
હમેશ શરમાળ અને એકમારગી માણસથી આગળ વધેછે.
સઘળો તફાવત માત્ર કેવી રીતે વરતવું તે ઉપર આવીને
આધાર રાખેછે. તે એમ કે પેહેલો શખ્સ એક ચીજ જે
બેઅદબીથી કરી શકે તેજ ચીજ બીજો શખ્સ ઘંભીરાઈથી
અને બરોબર યોગ્ય રીતે ખાતરીથી કરી શકે. એક સર્વેથી
બેઅદબ માણસ પોતાના હકો જાલવવાને વાસ્તે અને પોતા-
ની મતલબ પુરી પાડવાને વાસ્તે જે પ્રમાણે મજબૂતાઈથી
અને બેધડક પાછલ લાગેછે, તેનીજ માફક બલકે તેના કરતાં
વધારે એક સમજવાળું અને દુનીયાની અજમાયસવાળું મા-
ણુશ લાગશે; પણ સમજવાળું માણસ જેબી કાંઈ કરેછે
તેને બાહેરથી નમ્રતાનુ રૂપ આપવાને વાસ્તે તેની પાસે કળા
હોયછે. આવી ચાલથી બનાવેલી ચીજો પસંદગીમા આવે-
છે અને તે ફાવેછે, પણ જો તેજ ચીજો અભીમાનીથી અને
બેઅદબીથી કરવામાં આવેછે તો તે કમકમાટ ભરેલી લાગે-
છે અને તે નિષ્ફળ થાયછે.

ઘણું કરીને આપણા લોકો મંડળીમાં જવાને શરમા-
યછે. અને વળી કોઈ વખતે તેઓ એમ કહેછે કે તેઓને
એખલું રહેવા ગમતું નથી, જયારે એમજ હોય ત્યારે
મીજલસમા જતાં શરમાવું શાનું જોઈએ? અને જે પ્રમાણે
આપણ ઘેરમાં ચેનથી અને દરકાર વગર ફરહર કરયે છિયે

તેમજ મંડળીમા પણ કાંએ નહી કરયે? બદીથી અને અજ્ઞાનપણાથીજ આપણને શરમાવું જોઇએ; પણ જયાંહાંસુધી આપણ એ ચીજોથી દુર અને સાફ છિયે ત્યાંહાંસુધી કોઈપણ ઠેકાણે વગર ધાસ્તીએ અને વગર દરકારે જવાની હીમત કરયે. શરમાળપણું જેવું એક જવાન માણસને હલકા મંડળીમા દાબી નાખેછે તેવું બીજી કોઈ ચીજ કરતી નથી. અગર જો તે માણસ એમજ વિચારે કે તે મંડળીના લોકોને ખુશી કરી શકશે નહી તો તે બચીત તેમજ કરયા વિના રહેતો નથી.

શરમાળપણાથી જે દુખ અને અડચણો થાયછે તેથી, કેટલાક માણસો બીજીજ હદે એકદમ ગયલાછે, એટલે કે શરમાળપણાપરથી બેઅદબ બની જાયછે; જેમ એક હીચકારો કોઈ વખતે અતિશય ધાસ્તીથી જીવપર આવી જાયછે તેમ; પણ આ ચાલબી તજેલી રાખવી જોઇએ, કાંએકે જેવું બેઅદબપણું કમકમાટ ભરેલું લાગેછે, તેવી બીજી કોઈ ચીજ લાગતી નથી. આ બે છેડાની જે વચલી હદમાં રેહેછે તે સારી તરબીયત પામી ઉછરેલોછે એવું દેખાડેછે કે જે સઘળી મંડળીઓમાં ચેનથી અને ઠરાવદાર મનથી આમેજ થાયછે; જે શરમાયા વગર નમ્રતા દેખાડેછે અને બેઅદબ બન્યા વગર ઠરાવદાર જાહેર થાયછે.

એક નીચ માણસ જયારે એક મંડળીમાં જાયછે ત્યારે તે શરમાયછે અને ધભરાઈ જાયછે. જયારે તેની સાથ કોઈ વાત કરેછે ત્યારે તે ચેહેરાનો રંગ ખોઈ દેછે, અને મુશકેલીથી જવાબ દેછે, અને પોતાના હાથની હીલચાલ કેવી રાખવી તે જાણતો નથી; પણ એક ગ્રહસ્થ માણસ જેને દુનીયા વિશે ખબરદારી હોયછે, તે મંડળીમા તાજીમતવાજોથી અને ખાતરી ભરેલી રીતે પોતાનો દેખાવ દેછે, અને તે

તદન શાંત અને ગભરાટ વગરનો હોયછે. તેની આંખો મોટી પદવીવાળા લોકોને જોઇને અંજાઈ નથી જતી; તે ગભરાયા વગર જે માંન આવી પદવીને ઘટેછે તે આપેછે; અને જેમ તે એક રાજાની પ્રજા સાથે સેહેલાઇથી વાત કરેછે તેમજ તે રાજા સાથે પણ તે કરી શકેછે. એક સારી મંડળીમાં નાહનપણથીજ સામેલ થવાનો અને આપણાથી ઉંચી પદવીવાળાઓની સાથે વાતચીત કરવાનો આ મોટો ફાયદોછે. એક ઉંચી તરબીયતથી ઉછરેલું માણસ તેનેથી ઉતરતાઓની સાથે વગર તોછડાઇએ વાતચીત કરેછે, અને તેનેથી ઉંચી પદવીવાળાઓની સાથે સેહેલાઇથી અને આબરૂથી વાત કરેછે. એક માંણસ જેનામાં ગ્રહસ્થપણું હોય તે જોકે ઓછું શિખેલો હોય ને માત્ર કરેળ હોય તોબી એક બીજો શખ્સ જે ઘણું શિખેલો હોય પણ તેને દુનીયાદારી નહી જોઈ હોય તેના કરતાં તે વધારે સેહેલથી મંડળીમાં સામેલ થઈ શકેછે. નમ્રતા સાથ સભ્યતાવાળો નરમ ઠરાવ ભરેલો ચેહેરો જોડાવો જોઇએ.

---

## મંડળી.

દુનીયાદારીમાં પેહલાં પડતી વખતે મુખ્ય કરીને સારી મંડળી રાખવી એ આપણા મનની ઉપર સારી અસર ઠસાવવાની રીતછે. આપણી મેળે જે મંડળીમા આપણે આમેજ થતા હોઇએ તેને સારી કેહેવાથી યાને સારી ધારવાથી તે મંડળી સારીછે એમ નથી. સારી મંડલી એકે જેમાં જોકે બધા નહી તોપણ ઘણાખરા સભાસદો ઉંચા ખાનદાનના, પદવીના અને આબરૂદાર હોયછે; કારણ જેઓ પોતાની ચોકસ જાતી ખુબીથી અથવા કોઈ ઉત્તમ હુનર અને વિદ્યાથી પ્રખ્યાત થયલા હોયછે તેઓને પણ તેઓના કુળ તરફ

ન જોતાં સારી મંડળીમા વાજબી રીતે વારેઘડીએ દાખલ કરવામા આવેછે.

સારી મંડળી એ એક એવીતો પચરંગી ચીજછે, કે જેમાં ઘણુએક લોકો ખાનદાન વગર, ઓહ્દા વગર, અને ગુણ વગર પોતાની ધરપચથી દાખલ થાઈ શકેછે અને બીજાઓ લાગવગથી અને ભલામણથી દાખલ થાયછે. આએ ઉંચે દરજ્જેની સારી મંડળીમાં, સર્વથી સરસ રીતભાતો અને સર્વથી સ્વછ જબાંન વાપડવાને બેશક શિખાયછે; અને એવી રીતભાત અને જબાન શિખવાને વાસ્તે કાંઈ કાયદા બાંધેલા નથી.

જયાંસુધી પેહલે દરજ્જેનાં લોકોની એક મંડળી તે જગ્યાના લોકની પસંદગીમાં આવી ન હોય તથા જે સારી રીતભાત શિખાડતી ન હોય ત્યાંસુધી તે સારી મંડળી કેહેવાયજ નહી કારણ કે પેહેલે દરજ્જેનાં લોકો પણ સર્વથી નીચ લોકોની માફક બેવકુફ, ખરાબ તરબીયત પામેલાં, અને કોઈને કાંમના થઈ શકેછે. બીજી મંડળી જે હલકી કીસમના લોકોથી થયલી હોયછે, જેઓના ગુણ અને હોશયારી ગમે એવી હોય.તોપણ તે સારી મંડળી કેહેવાય નહી; અને તેથી કરીને એવી મંડળીઓમાં ઘડી ઘડી જવું નહી જોઇએ, અને વળી તેણે ધિક્કારવી પણ નહી જોવી જોઇએ.

એક મંડળી બધા શિખેલા માણસોથી થયલી હોય, અને જોકે તેઓ મોટાં માનને લાયકના હોય તોપણ "સારી મંડળી" એ બોલથી આપણે ઓળખશું નહી. દુનીયાની જે સારી સુધરેલી રીતભાતોછે તે તેઓમા હોઈ શકતી નથી કારણ કે તે પ્રમાણે તેઓ ચાલતા નથી, અગર જો આવી મંડળીમા આપણે સારો દેખાવ કરયે, તો કોઈ કોઈ વખતજ જવામાં ફાયદોછે, અને તેથી કરી તે મંડળીમાં આપણું નામ હોવાથી બીજી મંડળીમાં આપણે વધારે વખણાશું.

એક મંડળી કે જે તદન જાણીતા, હાજર જવાબી, ચાલાક માણસોથી અને કવેસરોથી બનેલી હોયછે, તે મંડળીમાં જુવાન માણસો જેઓ પોતે પણ હાજરજવાબી હોયછે તેઓ ખુશ થઈ ત્યાંહાં દોડેછે; પણ અગરજો તેઓમાં એવી ચબરાકી નહી હોતી તો આવી મંડળીમાં સામેલ હોવાથી મગરૂરી બતાવી બેવકુફ બનેછે પણ આવી મંડળીમાં મધ્યમપણાથી અને વિચારથી જવું જોઇએ. હાજર જવાબીનો એલકાબ લોકોને ઘણોજ નાપસંદ હોયછે, કારણ તે એલકાબ પોતા સાથે ભય લેતો આવેછે અને જેમ એક ઓરત બંદુકથી બિહેછે, અને તે એમ સમજેછે કે તે પોતાની મેળે ફુટીને તેને નુકસાન કરશે, તેમજ મંડળીમાં કોઈ હાજર જવાબીથી લોકો ઘણા બિહેછે. તોપણ તેઓની ઓળખાંણ પિછાન રાખવામાં અને તેઓની મંડળીમાં જવામાં ફાયદોછે; પણ એમ નહી કે બીજી મંડળીઓને પડતી મુકીને ત્યાંજ જયા કરવું અથવા એવી રીતે નહી જવું કે જેથી લોકો એવું વિચારે કે તે તેજ ચોકસ મંડળીમાં જાયછે.

સર્વથી અગત્યનું તો એછે કે તમારાં કરતાં સરસ માણસની મંડળી રાખવાને કોશિસ કરો; કારણ કે જેમ તમારાં કરતાં ઉતરતાં માણસોની મંડળીમાં રહેવાથી તમો નીચે પડોછો, તેમ ત્યાં તમો વધારે ચહડોછો. જયારે આપણે એમ કહયે કે આપણ કરતાં "મોટાં માણસની મંડળી," ત્યારે એમ નહી વિચારવું કે તેઓના ખાનદાન ઉપર આપણે નજર કરયે છિયે, પણ તેઓના મોજ ઉપર અને દુનીયા તેઓને વાસ્તે કેવું વિચારેછે તે ઉપર નજર કરયે છિયે.

સારી મંડળીઓ બે જાતની હોયછે; એક કે જેને ઈશરફી મંડળી કહેછે, કે જેઓનો દરબારમાં પગપેસારો અને આગેવાંની હોયછે, અને જેઓ જીંદગીમાં હમેશ મોજ

કરતા આવેલા હોયછે. બીજી મંડળી કે જેઓ ચોકસ ગુણોથી, અથવાતો ચોકસ હુનર અને વિદ્યામા વખણાયલા હોયછે તેવા માણસોથી બનેલી હોયછે.

તેમજ હલકી કીસમની મંડળી તજવાની સદા કોશિસ રાખો એટલે કે એવી મંડળી કે જે સઘળી ચીજમાં હલકી હોયછે; જેમકે દરજ્જામાં હલકી, જાતી ખવાસમા હલકી, રીતભાતમા હલકી, અને જાતી ગહવરમા હલકી. ખાલી અભિમાની કે જે આપણા ગુન્હા અને બેવકુફીનુ મુખ્ય મુળછે, તે ઘણાએક માણસોને મંડળીમા સર્વથી પેહેલો દરજ્જો ભોગવવા જતાં પોતાની અસલ હાલત કરતાં બધી રીતે નબેહતર હાલતમાં ડુબાડેછે. ત્યાં તે પોતે હાકમી ચલાવેછે, તેને સઘળા લોકો શાબાશી આપેછે અને તેની તારીફ કરેછે પણ ટુક વખતમાં તે પોતાપર બદનામી લાવેછે અને વધારે સારી મંડળીને માટે તે નાલાયક થાયછે.

કેવી મંડળીને તજવી અને કેવી મંડળીમા સંબંધ રાખવો એટલું જણાવ્યા પછી હું તમોને,

## એક મંડળીની રીતભાત અખત્યાર કરવામાં કેવી સંભાળ લેવી જોઈએ તેને વિશે બે બોલ કેહેવા માંગુછું.

જયારે દુનીયામા એકજ જુવાંન માંણસ નવો દાખલ થઈ પેહેલ વેહેલાં મંડળીમાં દાખલ થાયછે ત્યારે તે મંડળીના કાયદા માફક ચાલવાને તથા તેની નકલ કરવાને ઠરાવ કરેછે. પણ જે ચીજની તે નકલ કરવા માંગેછે તેમાં તે વારે ઘડીએ ભુલાવો ખાયછે. "ફલાણી બદીઓતો દુનીયામા ચાલતી આવેલીછે અને બધા લોકો કરેછે ને તેમા કાંઈ પાપ નથી" એવી રીતના નાલાયક શબ્દો તેના કાંન ઉપર વારેઘ-

ડીએ પડેલા હોયછે. તે ત્યા કેટલાએક એવા લોકોને જોએ-
છે કે જેઓ બીરાજી નીકળેલા અને જેઓ સાધારણ રીતે
જોતાં વખાણાયલા અને માનને પુગેલા હોયછે; અને તે જો-
એછે કે એજ લોકોમાંના કેટલાએક લોકો છાકટા, જુગારી
અને દુરાચરણી હોયછે, તેથી કરી તે તેઓની બદીઓ એ-
ખત્યાર કરેછે; અને તેઓની એબોને સારા ગુણો સમજેછે,
અને એવું વિચારેછે કે તેઓ પોતાની મોહોટાઈ અને ચળ-
કાટ દુનીયાની ચાલતી આવેલી આ બદીઓને લીધે ભોગ-
વેછે. પણ ખરૂં પુછાવોતો એ તદન ઉલટુંજછે; કાંએકે આ-
એ લોકોએ જે આબરૂ મેળવેલી છે તે આબરૂ તેઓએ પો-
તાના જાતી ખવાસથી, પોતાના જ્ઞાનથી, પોતાની સારી તર-
બીયતથી અને બીજા ખરા ગુણોથી મેળવીછે; અને નહીકે
પોતાની બદીથી, અને સઘળા વિચારવાળા લોકોના મનમા
આવી તેઓની સાધારણ અને દુનીયામા ભપકાને માટે ચા-
લતી આવેલી બદીઓને લીધેજ માત્ર તેઓને ડાઘ લાગેછે
અને તેઓ હલકા પડેછે. એથી કરીને આએતો ખુલ્લુંજછે
કે આવી જાતના ભેલાયલા બે ગુણોમાં માત્ર સારી ચાલને
માટેજ તેઓને લોકો માફ કરેછે, પણ લોકો કાંઈ તેઓના
ખરાબ ગુણને પસંદ કરતા નથી.

અગર જો કમનસીબે એક માણસમા કાંઈબી જાતની
બદી હોય તો તેને પોતાની બદીથીજ સંતોષ પામવો જોઈ-
એ, અને બીજાઓની બદી અખત્યાર કરવી નહી જોઈએ.

ખુદરતી મનની વળણો કરતાં જુવાન માણસો દસઘણી
રીતે વધારે બીજા લોકોની બદી અખત્યાર કીધાથી પાયા-
માલ થાયલાછે.

જેબી કાંઈ સારી મંડળી આપણને મળે તેના ખરે-
ખરા સમપુર્ણ ગુણોની આપણને નકલ કરવી જોઈએ; તેઓનું

નરમાસપણું, તેઓની ચાલચલણ, તેઓની ધપછપ, અને તેઓની વાતચીતમા સરસ તાજીમતવાળો એ સઘળાની નકલ કરવી જોઇએ, પણ આપણને યાદ રાખવું જોઇએ કે તેઓ ગમે એવા બાહેરથી ચળકટા દેખાય તોબી તેઓમા કોઇબી રીતની બદી હોએતો તે બદીઓ એવા ડાઘોછે કે જેઓની આપણને નકલ કરવાની તજવીજ કરવી નહી જોઇએ. એક ઘણા ખુબસુરત માણસના મોહોડાં ઉપર કમનસીબથી એક ખુદરતી મસો હોએતો આપણેબી એવો વિચાર કરયે કે આપણા મોહોડાં પર આપણે હાથે કરીને એક મસો કરયે કે આપણેબી તેવાં ખુબસુરત લાગશું તો એ ખરેખર હસવા સરખી ભુલછે, પણ સામું આપણને એમ વિચારવું જોઇએ કે તે ખુબસુરત માણસના મોહોડાં ઉપર એવો મસો નહી હતેતો તે હાલના કરતાં કેવો વધારે ખુબ સુરત લાગતે.

આએ પ્રમાણે એક સારી મંડળીની અંદર તમોને સારી રીતે દાખલ થવાની સૂચના કીધીછે, હવે હું તમારી સામણે બીજું એ કેહેવા માગુછું કે જે તમોને દુનીયા સાથના વ્યવહારમાં એના જેવુંજ કામનું અને અગત્યનું માલમ પડશે. તે એકે કેટલીએક રીતો, અથવા

## વાતચીતના ધારાઓ.

### વાત કરવી.

જયારે તમો મંડળીમાં હોવો ત્યારે વારમવાર વાત કરો, પણ લાંમબો વખત સુધી નહી; એમ કીધાથી અગરજો તમો સાંભળનારાઓને ખુશી નહી કરશો, તોપણ તમો તેઓને ખચીત કંટાલો નહી આપશો.

## એક મંડળીમાં ઘણી વાત કરો તેની અગાઉ તે મંડળીની ચાલચલણો શિખજો.

તમારા વિચાર તમોને બોલવાને સૂચના કરે તેની અગાઉ મંડળીની ચાલચલણો અને હાલતોની તમારી મેળે ખબર કહાડો. સઘળી મંડળીઓમાં ખરાંના કરતાં ખોટાં મગજવાળાં માણસો વધારે હોયછે; અને જોકે ઠપકો સાંભળવાને લાયકના ઘણા હોયછે તોબી થોડાંજ તે ઠપકો સાંભળવાને ખુશી હોયછે. તે સારૂં તમો કોઈ નેકીની વખાણને વાસ્તે વીસ્તારીને બોલો કે જે નેકી તેમાંના કેટલાએકોમાં બીલકુલ નજર આવતી નહી હોયે; અથવા બદીની સામણે બીજાઓને અસર થાય એવી રીતે ભાષાણ કરો કે જે બદી તેઓમાં રગેરગ પેવસ થયલી હોયછે તો તમારા વિચારો ગમે એવા સાધારણ અને ત્યાનાં કોઈ ચોકસ માણસ ઉપર લાગુ નહી પડે એવા હોય, તોબી તમારૂં બોલવું લાગુ પડે એવું હોવાથી તેઓતો એમજ વિચારશે કે તેઓને પોતાનેજ વાસ્તે બોલવામાં આવેછે અને તેઓ ઉપરજ લાગુ પડેછે. આએ વિચાર પુરતી રીતે તમોને દેખાડેછે કે, તમારી મેળે શક ભરેલાં અને કજીઆખોર થવું નહી, અથવાતો તે ચીજો કદાચ આપણી પર પણ લાગુ પડતી હોય, તોબી એવું નહી માનવું કે તેઓ ખરેખર આપણે વિશેજ કહેછે.

## વાતો કહેવી અને તે ઉપરથી આડું ફાટવું.

વાતો કોઈ કોઇ વખતેજ કરવી જોઇએ, અને ખામખા નહીજ કરવી જોઇએ, પણ જયાહાં લાગુ પડતી હોય અને ટુકી હોય ત્યાહાં કરવી, જે જીવ વગરની બીના હોય તે મુકી દેવી, અને આડું ફાટવાથી હોશીયાર રહેવું. વાત કરવાની વારેઘડીએ ટેવ રાખવી એથી જોકે યાદદાસ્ત શક્તિ

વધારેછે હેવું સાબેત થાયછે, તોપણ વીચાર શક્તિ ઘણીજ થોડી માલમ પડેછે.

## લોકોને કસમાંથી પકડવું યાને જોરજુલમથી સંભળાવવું.

કોઈબી માણસને સંભલાવાને વાસ્તે તેના કસથી અથવા હાથથી પકડતા નાં; કાંએકે અગરજો લોકો તમારૂં બોલેલું સાંભળવાને રાજી નહી હોયતો તમોને તેઓને પકડવાના કરતાં તમારી જબાંને પકડીને તમો પોતેજ ચુપકીદી પકડોતો વધારે સારૂં.

## લાંમબો વખત સુધી વાત કરનારા અને ગુસગુસ કરનારા.

લાંમબો વખતવેર વાત કરનારૂં માણસ મંડળીમાંથી એક કમનસીબ માણસને પોતાની સાથે વાત કરવા અને ગુસ ગુસ કરવા ચૂંટી કહાડેછે. આએ વાતચીત બેશુમાર બેઅદબી ગણાય અને કેટલીએક રીતે જોતાં દગોછે; કારણ કે વાતચીત એ બરોબર જોઇએ તો મંડળીની સાધારણ અને બધાને લગતી પુંજી ગણાયછે. પણ અગરજો આએ દયા વગરના વાત કરનારમાંનો કોઈ પુરૂષ તમારી ઉપર તરાપ મારે ને તમો જો એવું સમજતા હોવો કે તે તમારી તરફથી ઉપકારને લાયકનોછે તો ધીરજથી અને કાંઈ નહીતો ધ્યાન આપતા હોવો એવો દેખાવ ઘાલીને પણ સાંભળો, કાંએકે તેની વાતની અધવચમાં જો તમો તેને છોડી જાવો અથવા તમારા કંટાળાને લીધે તમારી અધીરાઈ બતાવો તો એના જેવું બીજું કાંઈ તેને દુઃખ દેશે નહી, તેજ પ્રમાણે જો તમો ધીરજથી સાંભળશો તો તે જેવો ઉપકાર તે બીજો કોઇ ગણસે નહી.

## લોકો બોલતા હોએ તેમાં બેધ્યાંનપણું.

જે માણુસ તમારી સાથે વાત કરતો હોય તેની ઉપર તમો ધ્યાન આપતા હોવો એવો ખોટો દેખાવ કરો તો તેના જેવું ધાટકીપણું અને કદાચજ માફ થાઈ શકે એવું બીજું કાંઈ નથી. આપણે ઘણા જણુને જોઇએ છિયે કે જેઓની સાથે આપણે જયારે વાત કરયે છિયે ત્યારે તેઓ આપણી સામણે જોવાને અને ધ્યાંન આપવાને બદલે પોતાની આંખોને સીલીંગની ઉપર અથવા તો ઓરડાના કોઈ બીજા ભાગ ઉપર એકીનજરે જોવાને રોકેછે, અથવા તો બારીની બાહેર જોયછે, કુતરાંની સાથે રમેછે, પોતાની તપકીરની દાબડીને ગોળ ફેરવ્યા કરેછે, અથવા તો નાખ નુછયા કરેછે. આવી ચાલથી મન જેવું હલકું, નકામું અને સાંકળું માલમ પડેછે તેવું બીજી કોઈ ચાલથી માલમ પડતું નથી, અને એના જેવી ગુસ્સો ઉપજાવે તેવી બેઅદબી બીજી કોઈ નથી. તમો કોઈની પાસે ઉભા રહો, ત્યારે તો તે જેબા કાંઈ ચીજ બોલે તેમાંની સર્વથી નજીવી ચીજની ઉપર પણ ધ્યાંન આપવાને તમો બંધાયલા છો. જેબી કોઈ પુરૂષની છાતીમાં કોઈબી દરજ્જેનો જાતી પ્યાર રાજ કરતો હોય તેવી દરેક છાતીમાં આવી ચાલથી કેવો ધિક્કાર અને ગુસ્સો ઉપજે તેનો તમો વિચાર કરો. હું ફરીફરીથી કહુંછું કે બીસની અને જાતી પ્યાર એ માણસાઈ બવાસ સાથ સદા ભેલાયલોછે પછી તે પુરૂષ ગમે એવા ઓધ્ધાનો અથવા હાલતનો હોય. તમો તમારા ચાકરને લાત મુકીથી મારશો તો તે કદાચ સેહેલથી ભુલી જશે અને તમને માફ કરશે, પણ તેના તરફ તમારા ધિક્કાર અને તુચ્છકારની કોઈ પણ દેખીતી નીશાન કદી તે માફ કરનાર નથી, તેથી કરીને જેબી કોઈ તમારી સાથે વાત કરે તેને માત્ર ખરેખર નહીજ પણ

તેને દેખાડવાને ખાતર પણ ખરી રીતે ધ્યાન આપતા હોવો તેવો દેખાવ કરો.

### હરેક કોઈ બોલનારને વચમાં અટકાવતાનાં.

કોઈબી માણસ બોલતું હોય તેની વચમાં પડવું, અથવા મંડળીનું ધ્યાન બીજી બાબદો ઉપર ખેંચવું એ બેઅદબીનો ઉનચાંમાં ઉનચો દરજ્જો ગણાયછે. એવુંતો દરેક બચ્ચું જાણેછે.

### નવી વાત કરવા કરતાં ચાલુ વાતમાં ભાગ લેવો.

જે મંડળીમાં તમો હોવો તેમાં નવી વાત ઉધાડવા કરતાં જે વાત ચાલતી હોય તેમાં ભાગ લ્યો. અગરજો તમારી પાસે ભંડોળ અને દમ હશેતો તમો તે દરેક બાબતની ઉપર થોડું યા ઘણું બતાવશો; પણ જો તમારામાં કાંઈ દમજ નહી હોયતો બેહતરતો એજછે કે તમારી પોતાની પસંદ કીધેલી વાતમાં મૂર્ખાઇથી બોલવા કરતાં બીજાએ શરૂ કીધેલી વાતમાં બેવકુફાઇથી બોલશો તો તે જરા ચાલી શકશે.

### તમો જે શિખેલા હોવો તે મંડળીમાં છુપાવજો.

ચોકસ વખત શિવાયે કદી પણ તમારૂં શિખેલું બતાવતાના. શિખેલા માણસોને વાસ્તેજ તે રાખજો; અને તે પણ એ લોકોજ તમારી પાસેથી ખેંચીને કાહાડે એવું કરજો, પણ તમો કોઈ દાહડે પણ તે દેખાડવાને બાહર આવતાના. તેથી કરીને તમો ઘણાજ સાદા ખપશો અને તમારી પાસે જેટલું ભંડોલ હશે તેના કરતાંને પણ વધારેછે એવું વિચારશે. તમારી મંડળી કરતાંને તમો પોતે વધારે ડાહયા અને શિખેલાછો એવું કદી સમજતાના. જે માણસ પોતાનું શિખેલું દેખાડવાને વાસ્તે ડોળ ઘાલેછે તેને વારેઘડીએ

સવાલ થાયછે, અને અગરજો તે શિખેલું ઉપર ટપકેનું હો-યછે તો તેની હાંસી થાયછે, અને તેને ધિક્કારી કહાવેછે; અને અગરજો ઘણું શિખેલું માલમ પડેતો તે વિદ્યાનું જુઠું ડોળ ઘાળનારછે એવું તેને વિશે કહેવાયછે. ખરી ખુબી જે હમે-શાં પોતાનીમેળે દીપી નીકળેછે તેને ઓછી કરનાર જે માણસ પોતાની ખરી ખુબીને દમામથી દેખાડવા બાહાર પડેછે તે પોતેજછે.

## નરમાસથી તકરારમાં સામે થાજો.

જયારે કોઈ માણસ ખાતરીથી બોલતો હોય અથવા મત્ત આપતો હોય તેની તમો સામે થાવો અથવા તેનું બોલેલું રદ કરો ત્યારે તમારી ચાલચલણ, તમારો દેખાવ, તમારા બોલો, તમારૂં અવાજનું સુર થંડું અને નરમાસ ભરેલું રાખજો, અને તે પણ ડોળ ઘાળીને નહી પણ ખુ-દરતી હોય. પોતાની મેળે નરમાસ જાહેર થઈ હોય એવું જણાવજો. જયારે તકરારમાં સામા ધણીનું બોલવાનું તમો રદ કરો ત્યારે કાંઈબી વચમાં બાહાનું કહાડીને એવી રીતે બોલો કે જેથી તેને અપમાંન નહી થાય; જેમકે "બોદા માલમ હું ઠગાતોબી હોઉં". "હું ખચીત નથી પણ એવું હું માનુછું". "હું તો એવું વિચારૂંછું કે", ઈત્યાદી. કોઈબી તકરાર અથવા વાંધા પર બોલવું પુરૂં કરતી વખતે તમો કોઈથીબી દુખી થયા નથી, અને તમારી મરજી તમારા હરીફને દુઃખ દેવાની નહી હતી એવું દેખાડવાને વાસ્તે થોડીએક નાહની જેવી ખુશ મશકેરી સાથ તેનો અંત લાવ-જો; કારણકે એક તકરાર જો થોડા વખત ચાલુ રહેછે તો વારેઘડીએ દરેક બાજુ તરફ અરસપરસ થોડા વખત મન ઉતારો થાયછે.

## બનતાંલગી તકરાર ના કરો.

મેળમેળાની મંડળીની અંદર તમારાથી જેટલું બને તેટલું તકરાર ભરેલી અને ધર્મની બાબતો પર વાત કરવાની તજજો; કારણ કે થોડા વખત સુધી સામાસામી તકરાર કરનારી ટોળીમાં ખચીત નાખુશી ઉત્પન્ન થાયછે; અને અગરજો તકરાર ઘણીજ ગરમ અને ઘોંગાટ વાળી થાઈ પડે તો કાંઈ હસવા જેવા ટવકાથી અથવા મશ્કેરીથી તેનો છેડો લાવવાની તજવીજ કરો.

## હુમેશ સારા સ્વભાવથી તકરાર કરો.

જોકે આપણે એવું માનતા હોઇએ અથવા જાણતા હોઇએ કે આપણે ખરા છિયે, તોબી જોસથી અને ઘોંગાટથી કદી તકરાર કરવી નહી જોઇએ, આપણને આપણા મતો મગરૂબી વગર અને થંડી રીતે આપવાં જોઇએ; અને અગરજો એમ નહી બનતું હોયતો આવું બોલીને કે "એકેકની તો આપણે ખાતરી કરી શકવાનાજ નથી, અને ખાતરી કરવાની કાંઈ જરૂર પણ છે નહી; તેથી કરીને કાંઈ બીજી વાત આપણે છેરો અને એ વાત માંડી વાળો" એવું બોલીને વાત બદળવાની કોશિસ કરો.

## ચોકસ મંડળીમાં યોગ્યતા જાળવવા વિશે.

યાદ રાખો કે બધી મંડળીમાં ચોકસ યોગ્યતા જાળવવી પડેછે; અને એક મંડળીની અંદર જે યોગ્યતા અતિશય લાયક હોય તે વારેઘડીએ બીજી મંડળીમાં નાલાયક થાઈ પડેછે.

## મશકેરી.

મશ્કેરી ખુશ ટવકા અને નાહની હામ જે એક મંડળીમાં ઘણી સારી લાગે તે બીજી મંડળીમાં ઘણીજ કંટાળા ભરેલી અને બેસ્વાદ લાગેછે. એક મંડળીની ચોકસ જા-

તની ચાલચલગત, રીતભાતો અને ભરમમાં બોલવાની ટેવને લીધે એકાદ આપણા બોલને અથવા મોહોડાંના ચાળાને તે સણગાર આપી શકેછે પણ બીજી મંડળી કે જયાંહાંની રીતભાત તદન જાૂદીજ હોવાથી બોલેલો બોલ જરા પણ બોજ પામતો નથી. હિંયાં લોકો સાધારણ રીતે ભુલ કરેછે; અને એક મંડળીની અંદર ચોકસ બાબતમાં એક ચીજ પસંદ પડતી હોય તેનો શોખ રાખીને અને તે યાદ રાખીને તેજ માફક બીજી મંડળીમાં જો કરવા જાયતો ત્યાં તે બેસ્વાદ લાગેછે, અથવા કજગોએ અને કવખતે બોલવાથી ગુસ્સો પણ ઉપજાવેછે. એટલુંજ નહી પણ તે લોકો વારે-ઘડીએ આવી રીતની બેવકુફાઈ ભરેલી રીતે સહરાગાતથી બોલવાનું શરૂ કરેછે: અને કહેછે કે, "હું તમોને એક ઘણીજ સારી ચીજ કહેવશ"; અથવા "દુનીયામાં સર્વથી સારી ચીજ હું તમોને કહુછું તે સાંભળો." આવું બોલ-વાથી કરીને મંડળીના લોકો મોટી આશામા રહેછે; અને જયારે તેઓની આશા તદન ભંગ થાયછે ત્યારે આએ "સારી ચીજનો કેહેનાર" ઘટતી રીતે બેવકુફના જેવો નજર આવેછે.

## ઈતરાજી.

સઘળી વખતે જો બનતું હોયતો તમારે પોતાને વાસ્તે બોલવાનું મોકુફ કરો. કેટલાએક કાંઇ પણ કારણ અથવા બાહાના વગર પોતા વિશે એકેદમ સારૂં બોલેછે. એ જોશોતો ખચીત બેઅદબપણું છે. બીજા કેટલાક લોકો પોતાને મનસે ઘણાજ પકા સમજીને આગળ ચાલેછે, પોતાને હાથેજ પોતાની સાંમે તોહોમતો ઉભાં કરેછે, અને તેઓ ખરાબ ચાલનાછે એવી નિંદા કરતાં કોઇને મહોડેથી પોતે કદિ સાંભળ્યુંબી નહી હોય તોબી પોતાનું બોલેલું ખરૂં

કરવાને વાસ્તે, પોતાની કેટલીએક નેકીનું અને ખુબીનું વર્ણન આવી રીતે કરેછે: "ખરેખર હમો કબુલ કરયે છિયે અને હમારા મનને પણ કડવું લાગેછે કે હમો પોતાને વાસ્તે હમોને આવી રીતનું બોલવું પડેછે. એવું બોલવાને વાસ્તે હમોને મોટો ધિક્કારછે, અને હમોને જો આવી ઘેરઈનસાફ રીતે અને નિંદાથી બદ બોલતે નહી તો હરગેજ થઈને હમે એવી વાત કરતે નહી." જેઓને જુઠું અને સાચું પારખવાની થોડીઘણી પણ સાધારણ સમજણ હોયછે તેઓની આગળથી ઈતરાજી ઢાંકવાને વાસ્તે આવી રીતનો નરમાસપણાનો પાતળો પડદો ઘણોજ નિર્મળછે, એટલે કે સાધારણ સમજણના લોકોબી તેની ઈતરાજીને પાંમી જાયછે.

બીજાઓ વધારે નમ્રતાથી અને વધારે સાવચેતપણાથી પોતાનું કામ કરવા જાયછે: મનુષ્ય જાતની સર્વથી સરસ નેકીઓને પેહેલાં હલકાં તથા નીચાં રૂપો આપીને તેઓ પોતે તે એખત્યાર કરવાથી ગુનેગારછે એવું કબુલ કરેછે, અને ત્યારપછી એવું જાહેર કરેછે કે આવાં રૂપો તેઓમાં મળેઆછે તેથી તેઓ કમબખ્તછે. વળી તેઓ એવું કહેછે કે "હમોને જે માણસ કમનસીબના ભોગ થાઈપડયાછે તેઓની દયા ખાધા વગર અને તેઓને મદદ કરવાની કોશિસ કરયા વગર ચાલતું નથી. હમારાથી હમારા ભાઈબંધોને દુખમાં મદદ કરયા વિના ચાલતું નથી; જોકે ખરેખર રીતે હમારી હાલત કઈ એવી નથી કે હમો તેઓને મદદ કરી શકયે. હમોને સાચ્ચું બોલ્યા વિના ચાલતું નથી, જોકે હમો કબુલ કરયે છિયે કે તે કોઈ વખતે બેઅદબી હોયછે. ટુકામાં હમો એવું કબુલ્યે છિયે કે આએ સઘળી ખામીઓ સાથ હમો આ દુનીયામાં રેહેવાને લાયકના નથી, અને હમો હિયાં કદિ પણ ફતેહ મેળવશું નહી કારણ દુનીયાં

પામીછે. પણ હવે એથી જો ઉલટી ચાલ ચાલવાને હમારો વખત રહયો નથી, અને તેથી કરી હમારેથી જેમ બનશે તેમ એમજ ઘસડાઈશું.

જોકે આવું નાટકના તકતા ઉપરતો હસવા સરખું દેખાય પણ દુનીયાના સાધારણ તકતા ઉપરથી તે વારેઘડીએ હાંસી કરવા જોગ થઈ પડેછે. પતરાજી અને મગરૂબીનું આએ મુળ તત્વે માણસ જાતના ખવાસમાં એવીતો મજબુત રીતે જડ પકડેલી હોયછે, કે જેથી સર્વેથી હલકી ચીજોમાં પણ લોકો માન મેળવવા માગેછે, અને આપણે વારેઘડીએ લોકોને જોઇએ છિયે કે જેઓ વખાણને વાસ્તે ખાકું ફુકેછે, જયાં તેઓ જેબી કાંઈ બોલેછે તે એક વખત કદાચ ખરૂં હોય એવું કબુલ કરયે, તોબી ઘટતી વખાણને તેઓ લાયકના નથી. એક માણસ કદાચ એવું કહે કે તેને એક જગ્યા પર છ કલાકમાં સો માઈલની દુર સવારી કીધી. ઘણું કરીને આ એક જુઠુંછે; પણ કદાચ તે ખરૂંબી હોય તોબી શું થઈ ગયું? એજ કે તે ઘણો સારી સવારી કરનારો શખસછે; અને એટલુંજ કહેવાને બસછે. બીજો એવું ખાતરી ભરેલી રીતે કહે, અને વળી તે કદાચ થોડા સોગન ખાઈનેબી કહેકે તેણે એક બેઠકમાં છ કે આઠ બાટલી વાઈનની પીધી. આવું એક માણસ જુઠું છે એવું માનવું એ જોસો તો સખી દીલનું કામછે; કાંએકે અગરજો આપણે એમ નહી માન્યે તો, આપણે ખચીત તેને એક હેવાનનું નામ આપશું.

એવી ઉપર કહેલી હજારો બેવકુફાઈ, અને ઉદાઉપણુંછે કે જેમાં પતરાજી લોકોને ખેંચી લેછે, અને જે હમેશ તેઓની પોતાની મતલબ ઉંધી વાળેછે. આએ સઘળી બદીઓને છોડવાને ટુક ઈલાજ એજછે કે, આપણ વિશે

આપણે કાંઈ બોલવું નહી, પણ જયારે કોઈ વાતની અંદર આપણ વિશે આપણને બોલવાની ફરજ પડે તો ઘણીજ સંભાળ લેઈને બોલવું જોઈએ કે આપણે એકબી બોલ એવો નહી બોલ્યે કે જેથી કરી એવું માલમ પડે કે આપણે આપણી વખાણનું બાકું ફુકવાની મતલબ રાખ્યે છિયે.

આપણી ચાલચલણો ગમે એવીબી હોવો પણ તેઓ જેવી હશે તેવી પોતાની મેળે જણાઈ આવશે; અને આપણે સારી ચાલના છિયે એવું આપણે મોહોડેથી સાંભળ્યાથી કોઈ તે માનશે નહી. જેબી ચીજ આપણે પોતા વિશે બોલશું તે કાંઈ આપણી ખાંમીઓને ચળકતા આકારમાં નથી દેખાડવાની, અથવા તો આપણી સમપુર્ણ ચાલને ઝળે નથી આપવાની; પણ એથી ઉલટું આપણા બોલવાથી આપણી એબો વધારે ખોલી પડશે, અને આપણી ખરી ખુબીઓ ઢંકાઈ રહેશે. અગરજો આપણે આપણી પોતાની ખુબીઓ ગાવામાં ચુપ રહીશું; તો યાદ રાખવું કે કોઈબી માણસ જો અદેખાઈથી, ગુસ્સાથી, અથવા તો ઠેકડી બનાવીને જે આપણામાં ખરી ખુબી હશે અથવા શાબાશીને લાયકના આપણે હોઈશું તે દાબી નાખવાની કોશિસ કરે તો તે કદી ફાવવાનો નથી. પણ અગરજો આપણેજ મોહોડે હરેક વખતે આપણી વખાણ કરયે, અને તે જોકે ગમે એવી ઠગાઈથી અથવા તાલમેલથી કીધી હોય તોબી દરેક જણ આપણી સાંમે થશે, અને જે મતલબ આપણે રાખતા હોઈશું તેમાં નિશફળ થઈશું.

## હરેક ચીજ અંધારામાં અને ભરમમાં રાખતા નાં.

ગુચવાડા ભરેલો અને ભરમ ભરેલો દેખાવ નહી કરવાને વાસ્તે સદા સંભાળ રાખો; જે માત્ર એક ઘણી અનગમતી ચાલછે એટલુંજ નહી પણ વેહેમ ઉપજાવે એવી

આવેછે. તમો જો બીજાની સાથે ભરમમાં રહેવો તો તેઓ પણ તેમજ તમારી સાથે ભરમમાં રેહેશે, અને તમો કાંઈ પણ જાણી શકશો નહી. સર્વથી સરસ દરજ્જેની તમારી શકિત કયારે બતાવો કે જયારે તમો બાહારથી ભોળા, ભોલા અને અકુળવંત જણાવો અને અંદરખાનેથી ડાહયા અને ટેકાવવાળા દેખાવો. તમો તમારી સંભાળમાં રહેવો, અને તે પાછો તમો બાહેરથી એવો ખુદરતી ભોલો દેખાવ રાખો કે જેથી લોકો તમારે વિશે પોતાની ચોકસીમાં રહે નહી. અગરજો તમારા દરેક અવિચારી અને સંભાળ વગરના બોલવાથી મંડળીનાં લોકોને ફાયદો થતો હશે તો તેવો ફાયદો તેમાંના ઘણાખરા પુરુષો લીધા વિના રેહેશે નહી.

## જયારે વાત કરો ત્યારે લોકોના ચેહેરા તરફ જોજો.

જયારે તમો લોકોની સાથે વાત કરો ત્યારે હમેશ તેઓના ચેહેરા તરફ જોજો: એમ નહી કરવાથી એવું વિચારવામાં આવેછે કે તમો કાંઈ પણ ગુનાહના તકસીરવાર છો. એ શિવાયે તમારી વાતચીતથી તેઓના ચેહેરા ઉપર કેવી અસર થાયછે તે જોવાનો ફાયદો તમો ખોવોછો. લોકોના ખરા મતો જોવાને વાસ્તે, હું મારા કાનના કરતાં આંખની ઉપર વધારે વિશ્વાશ રાખુછું; કાંએકે જેબી ચીજ મારે સાંભળવા લાયકની હોય તે ચીજનો સાર મારે સાંભળવા અગાઉ તેઓના આંખના પલકારાથી માલમ પડેછે; પણ હરેક કાંઈ ચીજ જે જાણવા લાયક નહી હોય તે પણ તેઓની આંખ પરથી માલમ પડેછે, કારણ કે તેવી વખતે તે સામો ધણી આપણી તરફ જોતો નથી.

## નિંદા.

છુપી નિંદા કદી પણ ખુશીથી સાંભળવી નહી અથવા જો સંભળાઈ ગેઈ હોયતો તે બીજા આગળ કરવી નહી;

કારણ જોકે બીજાઓની બદનામી તુરત વેળા તો આપણા દીલના વેરી ખવાસને તથા ગરૂરીને કરાર પમાડેછે, તોબી ધારજથી વિચાર કરશું તો માલમ પડશે કે આવી જાતના સ્વભાવથી અંતે ઘણાજ ગેરફાયદા ભરેલાં પરિણામો ઉપજેછે. જેમ ચોરીમાં એક માણસ ખરાબ ધારવામાં આવેછે તેમજ નિંદા સાંભળે તે ધણી નિંદા કરનારનાં જેવોજ ખરાબ ધારવામાં આવેછે.

## બધાને લાગુ પડે એવા મતો આપવામાં કદિ મોજ લેતા નાં.

વાતચીતમાં હરગીજ આખા વર્ગની ઉપર હોમલો કરતા ના; કારણ કે તેથી કરીને વગર કારણે નકામા તમો ઘણાએકોને તમારા દુશ્મન કરોછો. જેમ મરદોમાં તેમજ ઓરતોમાં સારાં અને નરસાં હોયછે, અને જો બરોબર બોલ્યે તો ઓરતો મરદો જેટલાંજ અથવા વધારે સારાં હોયછે. આએ કાયદો વકીલોને, લશ્કરી શિપાઇઓને, પાદરીઓને, દરબારી મનુષ્યને અને શેહેરીઓને, ઇત્યાદિ લાગુ પડેછે. તેઓ એકજ જાતના જુસ્સાને અને મતોને આધીન હોયછે, અને તેઓની જૂદી જૂદી જાતની કેળવણી પ્રમાણે માત્ર તેઓની રીતમાં ફેર હોયછે; અને તેમાંના એકને ઠપકો આપતી વખતે બધાની ઉપર હોમલો કરવો અને આખા વર્ગની ઉપર ઉતરી પડવું એ જેવું મુર્ખપણુંછે તેવુંજ ઘેરવાજબીપણુંબીછે. એકાદ બે માણસ કોઈ વખતે માફ કરેછે; પણ ટોળીઓ અને મંડળીઓ કદી માફ કરતી નથી. ઘણાએક જુવાન માણસો ધર્મગુરૂઓને ગાલ દેવામાં સુધારો અને ચતુરાઈ સમજેછે, પણ તેમાં તેઓ અતિશય ઠગાયછે; કાંકે ધર્મગુરૂઓ દેખીતી રીતે માણસોના જેવાજછે, અને ધર્મ બોધનો જભ્ભો પહેડયાથી કાંઈ વધારે સારા યા વધારે ખરાબ

થતા નથી. પ્રજાઓ અને મંડળીઓ પર સાધારણ મતો અને ઠપકાઓ એ કાંઈજ નહી પણ જુની ચવઇ ગયલી બાબદ ગણાએછે, અને જે માણસોને કાંઈ પણ પોતાની સ્વબુદ્ધી યા હાજર જવાબ નથી હોતા તેવાજ માણસો સાધારણ મશકેરી દાખલ આવા મતો કામમાં લાવેછે, અને તેથી કરીને બધાને સાધારણ ગાલો ભાંડેછે. હરેક કોઇ શખ્સને વિશે તમારે પોતાનેજ જે ગ્નાન હોય તે ઉપરથી તોળ કરો, અને નહી કે તેઓની જાત, ધંધો, અથવા તો તેઓના નામ ઉપરથી.

## નકલ કરવી અથવા સોંગ કહાડવો.

નકલ કરવી અથવા સોંગ કહાડવો એ જોકે સાંકડા ને હલકા મનના માણસોમાં એક પ્યારી ને સાધારણ રમુજ હોયછે તોબી મોટા મનના માણસોમાં એને વિશે ઘણોજ ધિક્કાર હોયછે. તે એક ઘણીજ નીચી અને સાંકડા મનની મશકેરીછે. આપણને તે કરવી નહી જોઇએ, અથવા તો બીજાઓ કરે તેમાં ઉત્તેજન પણ આપવું નહી જોઇએ. એ વિગરે જે માણસની નકલ થાયછે તે માણસને અપમાંન મળેછે; અને જેમ આપણે આગળ કહી ગયા તેમ યાદ રાખવું કે અપમાન એ કદી માફ થઇ શકતું નથી.

## સોગન ખાવા.

આપણે સારી મંડળીઓની અંદર ઘણાએકોને વારે-ઘડીએ વાતચીતમાં સોગન ખાતાં સાંભળ્યે છિયે અને તેઓ એવું ધારેછે કે એમ કીધાથી તેઓની વાતને સણગાર મ-ળેછે; પણ આપણને યાદ રાખવું જોઇએ કે, જે લોકો એ માફક કરેછે તેઓ તે મંડળીને "સારી મંડળીનું" નામ આપતા નથી, તેઓ ઘણુંકરીને હલકી કેળવણીના માણસો હો-

પડેછે, કારણ કે પોતાનો બચાવ કરવાની એક પણ લાલચ વગર સોગન ખાવા એ બેવકુફી ભરેલું, સાંકડા મનનું અને હાટકીછે.

## ટચકો કરવો.

જેબી કાંઈ આપણે મંડળીમાં બોલયે, તે અગરજો આપણે મગરૂબીથી અને તુંદ મીજાજથી, અથવા ઘભરાયલા ચેહેડાથી, અથવા બેવકુફીથી અને ગડબડથી દાંત પીસીને બોલ્યે તો તેવું બોલેલું વજન નહી પામશે. જારે આપણે હોટમાંને હોટમાં બડબડયે અથવા સારી રીતે ને સાફ રીતે નહી બોલ્યે, ત્યારે તો કોઈ પણ આપણને ખુશીથી સાંભળશે નહી.

## તમારા પોતાના અથવા બીજાઓના ખાનગી કાંમકાજો વિશે વાત કરતાંના.

કદિ પણ તમારા પોતાના અથવા બીજાઓના સંસારી કાંમકાજ વિશે વાત કરતાંના: તમારી વાતો તેઓને કંઇજ નહી પણ કંટાળો ઉપજાવેછે. તેઓની વાતો પણ તમારી આગળ કાંઈજ કામની નથી. એ ઘણી બારીક બાબતછે, અને, અગરજો તમો કોઇને અથવા બીજાને ગુસ્સો લાગે એવી બાબત ઉપર નહી આવો, તો તમારૂં મોટું નસીબ સમજવું. આએ બાબતમાં બાહેરના ઉપર ટપકેના ખુશ દેખાવો ઉપર ભરૂસો રાખવો નહી જોઇએ કારણ જે વારેઘડીએ એવા દેખાવો, ઘણી ઘણીઆની, મા બાપ ને છોકરાં, અને ડાળઘાલુ દોસ્તો એઓની વચ્ચેનો સંબંધ તથા ખરી હાલતથી એટલા તો તદન ઉલટાં હોયછે કે, સર્વથી સાફ દીલથી તપાસતાં પણ આપણે વારેઘડીએ ઘણી નાખુશ ભુલો કરસે છિયે.

## સાફ અને સમજણ પડે એવી રીતે બોલો.

મંડળીમાં કોઈ માણસ દમ વગરની અથવા સમજણ નહી પડે એવી મશકેરી અથવા ઠઠા કરે તો તેથી જેવો તે અનાડી ને બેવકુફમાં ઠરેછે, તેવો બીજા કોઈબી કારણથી ઠરતો નથી; અને અગરજો જયાંહાં તેણે જાહેર શાબાશીની વકી રાખેલી હોય અને તેને બદલે તદનંજ ચુપકીદી જણાય; અથવા એથી વધારે ખરાબ એકે તેને મંડળીમાનું કોઇ માણસ પુછવા બાહાર આવે કે તમે શું મશકેરી કીધી તે સમજાવો તો એવી વખતે જવાબ આપવાને બદલે ઘુવર જેવો બેસી રહે; અથવાતો બોલવાને ઘભરાયા કરેતો તેની હાલત આએ ઠેકાણે લખવા કરતાં સેહેલથી વિચારી શકાયછે.

## છુપી વાત કહેવી નહી.

એક મંડળીની અંદર જે તમો સાંભળો તે બીજી મંડળીમાં પાછું બોલવાને ઘણીજ સંભાળ રાખજો. જે વાતો બાહેરથી તદન નજીવી લાગે તે વાતો લોકોમાં ફેલાયાથી આપણે ધારયે તે કરતાં ઘણાં વધારે માઠાં પરિણામો નીપજાવેછે. વાતચીતની અંદર દરેક માંણસ એકેકની વાત ગુપ્ત રાખશે એવો અરસપરસ વિશ્વાસ હોયછે, તો જોકે તે વાત તદન ગુપ્ત રાખવાને માટે અરસપરસની તાકીદ નહી થઈ હોય તોબી તે વાત જાહેર નહી પાડવી એ મંડળીનો કાયદો ગણવામાં આવેછે. વાતને આએ રીતનો બાહેર પાડનાર માણસ પોતાને હજારો અડચણ અને પંચાતીમાં લાવેછે; અને જયાં જાએછે ત્યાં તેની ઉપરથી વિશ્વાશ ઉઠી ગયાને લીધે લોકો બેવિશ્વાશપણાથી અને સાવચેતીથી તેની મુલાકાત લેછે.

## મંડળીને લાયકની વાત કરો.

જેવા લોકોની સાથે વાત કરો તેવા લોકોને માફક આવતી વાત કરો : કારણ જે આતો દેખીતુંજછે કે એકજ બાબતની ઉપર અને વળી એકજ તહરાંથી એક વડા ધર્મ-ગુરૂ, અથવા ફીલસુફ, યા નાખુદા, યા બાયડી આગળ વાત થઈ શકતીજ નથી.

## તમો પોતાને મંડળીમાં લઉઓ ગણતા ના અથવા કદિ એવું ના વિચારતા કે મંડળીમાં જે હસાહસ થાયછે તે તમારી ઉપરથીજ થાયછે.

સાધારણ અને હલકી કેળવણી લીવેલા લોકો જયારે સારી મંડળીમાં દાખલ થાયછે, ત્યારે પોતેજ મંડળીનું સઘળું ધ્યાન ખેંચેછે એવું સમજેછે: અગરજો મંડળીની અંદર કોઈ હલુ હલુ વાત કરતું હોયતો તે બસ તેઓનેજ વાસ્તે વાત કરેછે એવું સમજેછે; અગરજો કોઇ હસતું હોયતો તે તેઓને વાસ્તે; અને અગરજો કાંઈ પણ સમજણ નહી પડે એવી ચીજ કે જે તેઓની ઉપર બીલકુલ લાગુ નહી પડતી હોય તે જો બોલવામાં આવેછે તો ખાતરીથી એવું માનેછે કે તે તેઓને વાસ્તેજ બોલાયછે; જેથી પેહેલાંતો તેઓનું મોહોડું ઉતરી જાયછે અને ત્યારબાદ તેઓ ગુસ્સાને આધીન થઈ પ-ડેછે. એક સારી કેળવણી લીવેલું માણુસ કદાચજ એ-વો વિચાર પોતાના મનમાં કરેછે, અને અગરજો એવો વિચાર જો તેને આયો હોય કે તેણે મંડળીની અંદર કોઠું નહી માન્યું અથવાતો તેની લોકોએ મશકેરી કીધી, અથવાતો કોઇએ તેની કદર નહી બુજી તો તેવો વિચાર તે બાહેરથી દે-ખાડતો નથી, પણ જયારે તેને વિશે એવી ખોલી રીતે બો-લ્યામાં આવે, કે તેની આબરૂ ઘટતી રીતે જાળવવાને ખા-

તર તેને પાછો જવાબ આપવોજ જોઇએ તોજ તે બાહેર આવેછે. એનાથી ઉલટું, એક નીચું માણસ ખતરા ભરેલો અને અદેખો હોયછે. નજીવી વાતને વાસ્તે તુંદ અને અધીરો થાયછે. તેને કોઇએ કોઠું નહી દીધું એવો તે વહેમ લાવેછે; અને જેબી કાંઈ બોલાયછે તે એવું વિચારેછે કે તેનેજ વાસ્તે બોલાયછે: અગરજો મંડળી કાંઇ હસેછે, ત્યારે તે એવું સમજેછે કે તે તેનેજ હસ્યા; જેથી તે ગુસ્સે અને પાજી થાઇને કાંઇ ઘણુંજ બેઅદબ જેવું બોલેછે, અને પોતાનું હુપણું બતાવા જતાં તોરછડાઇપર આવી જઇ પોતાને સંકટમાં નાખેછે. એક નીચ માણસની વાતચીત હમેશ તેની કેળવણીની અને મંડળીનું હલકાપણું મજબૂત રીતે દેખાડેછે. તે મુખ્ય કરીને તેના ઘરના કાંમકાજો, તેના ચાકરો, તેના પોતાના કુટુંબમાં કેવો સર્વથી સરસ બંદોબસ્ત રાખેછે તે, અને પડોસની નાહની નાહની વાતો ઉપર વલણ લેછે: અને તે જાંણે કાંઈ અગત્યની બાબત હોય એવું દેખાડી ભાર મુકી તેનું બયાન કરેછે. તે એક ગપીદાસ માણસ કહેવાયછે.

## ગંભીરપણું.

ખુશ કરતા હાજર જવાબ અને લાયક ખુશ મીજાજને બાતલ કરયા વિના આપણે જો આપણા દેખાવમાં અને હીલચાલમાં બાહેરથી ચોકસ જાતની થોડીઘણી ગંભીરાઇ રાખશું તો તેથી આપણો મરતબો જલવાશે. હમેશાં વગર મતલબે દાંત કહાડીને હસ્યા કરે અને પોતે હમેશ કાંમમાંછે એવો દેખાવ કોઈ કરેતો તે છાલકા મગજની મજબૂત નિશાનોછે.

## કરકસર.

એક અકલમંદ માણસ પોતાને જેટલું માન અથવા નફો મલેછે તે મીશાળ જેટલા પોતાના પૈસા ખરચેછે, તેનાં કરતાંને વધારે પૈસા એક મૂર્ખ માણસ એમાંનું કાંઇ પણ મળ્યા વગર ઉડાવેછે. એક અકલવાળું માણસ પોતાના વખતને જેમ ઉપયોગમાં લાવેછે તેમ તેના પૈસાને લાવેછે, અને પૈસામાંથી એક પાવલો, અને વખતમાંથી એક પળ જવા દેતો નથી, પણ પોતાને યા બીજાઓને કાંઇ ચીજ ઘણી કાંમની યાતો અકલમાં ઉતરી મન ખુશ કરે એવી હોય તોજ તેમાં પૈસા ખરચેછે. એક મૂર્ખ માણસ તેને જે ચીજની ગરજ નહી હોય તે વેચાતી લેછે, અને જે ચીજની જરૂર હોય તેને વાસ્તે પૈસા ખરચતો નથી. તેને રમકડાંની દુકાંન ઉપર જે લાલચ લાગેછે તે દાબી શકતો નથી. તપખીરની દાબડીઓ, ઘડીઆલો, લાકડીની મુઠ, ઇત્યાદિ, એ તેને ખુહાર કરનારી ચીજોછે. તેના ચાકરો, અને વેપારીઓ તેને ઠગવાને વાસ્તે તેની આળસાઇની સાથે સંપ કરેછે; અને ઘણાજ થોડા વખતમાં, આએ હસવા સરખી વગર કામની ચીજોની વચ્ચે જીંદગીની બધી અગત્યની ચીજો અને ખરા સુખની તંગીમાં તે અજાયબી સાથ આવી પડેછે

કાયદા અને સંભાળ વગર સર્વથી મોટી દોલત પણ સઘલા અગતજોગ ખરચ પુરો પાડશે નહી, પણ સંભાળ અને કાયદાથી સર્વથી નાહની દોલત સઘળા અગત્યના ખરચોને પુરા પાડશે. જેમ તમારેથી બને તેમ જેબી ચીજ તમો વેચાતી લેવો તેના રોકડા પૈસા આપજો, અને બીલ ના કરાવતા, અને તે પૈસા તમારે પોતાને હાથે આપો, અને ચાકરોને હાથે મોકલાવતા ના; કારણ કે તેઓ હમેશ

પોતાની મેહેનતના બદલામાં અથવાતો જાંણે પોતે નાણાં અપાવવામાં મેહેનત કીધી હોય એવું દેખાડી બખશીસ માગેછે. જયાંહાં તમારા ઉપર બીજા કરવાની જરૂર હોય (જેમકે ગોશ, દારૂ, અને કપડાંને વાસ્તે ઇત્યાદિ,) ત્યાંહાં તેઓને કાયદાસર દર મહીને ચુકવી આપો, અને તમારે પોતાને હાથે આપો. કદી ભુલાવો ખવરાવે એવી કરકસરથી એક ચીજ તમોને જરૂરની નહી હોય પણ તે સસતીછે એવું જાણી વેચાતી લેતાના; અથવા બેવકુફી ભરેલી મગરૂબીથી એક ચીજ મોંધીછે એવું જાણીને પણ લેતાના. એક ચોપડીની અંદર, જે કાંઇ લેવો અને જે કાંઇ ખરચો તેનો હિસાબ રાખજો; કારણ કે કોઇબી માણસ પોતાની આવકનો અને ખરચનો હિસાબ રાખેછે તે કદી પાયામાળ થતો નથી. તમોને એવી ભલામણ કરવામાં નથી આવતી કે રૂપીઓ, અર્ધો જે તમો નાટકમાં યા ખુરસી ભારામાં ખરચો તેનો હિસાબ રાખો. એતો વખત ખોવાનુંછે, અને રૌકટની સહી ખપાવાનીછે. એવા નાહના ખરચો જે સુસ્તી અને કોડી કોડીની કરકસર કરે એવા દોહોડચતુરોને વાસ્તે રેહેવા દો. પણ યાદ રાખો કે કરકસરમાં, તેમજ જીંદગીના સઘળા ભાગોમાં વાજબી ચીજો ઉપર વાજબી રીતે ધ્યાંન આપવું, અને નજીવી ચીજને વાસ્તે વાજબી રીતે ધિક્કાર બતાવવો.

---

## દોસ્તી.

જુવાંન માણસોમાં ઘણું કરીને સંભાળ વગરનું ભોળું દીલ હોયછે, જેથી તેઓ અજમાયસવાળા અને બંદા માણસના સેહેલા શિકાર થઇ પડેછે. તેઓ સઘળા મૂર્ખ અને ઠગ માણસ જે તેઓની સાથે દોસ્ત થવાને કહેછે તેઓને ખરેખર દોસ્ત ગણેછે; અને કમઅકલથી અને બેહદ ભરોસા-

થી પોતાને ટોટો જાય અને વારેઘડીએ પોતાની પાયામાલી થાય એવી રીતની એકેદમ ખરાં જીગરથી દોસ્તી કરી દેછે.

આવી માંગેલી દોસ્તીઓથી હોશીયાર રહેજો. ભલમનસાઇથી તેઓને આવકાર દેજો, તથા મનમાં ખતરો રાખીને અને નમસ્કારથી તેઓની ભેટ લેજો, પણ ભરોસાથી નહી. એવું ના ધારતા કે લોકો પેહેલાજ દેખાવથી, અથવાતો થોડા વખતની ઓળખાંણથીજ દોસ્ત થાયછે. ખરી દોસ્તી એ આસ્તે આસ્તે ઉગેછે, અને જ્યાંહાંવેર અરસપરસના જાણીતા ગુણોનાં ઝાડનાં થડ ઉપર કલમ કરવામાં આવતી નથી ત્યાંહાંવેર તે ખીલતી નથી.

જુવાંન માણસોમાં એક બીજી જાતની માત્ર નામની દોસ્તી હોયછે, કે જે થોડો વખત ઘણીજ દીલસોજી ભરેલી હોયછે, પણ સારાં ભાયગે તે ટુક મુદતની હોયછે. આએ દોસ્તી ઘણીજ જલદીથી થાયછે, અને તે બંન્ને જણા અકસ્માત રીતે મળી ગયાથી અને બંન્ને જણા પોતે એકજ જાતની બદફૈલી ભરેલી અને તુફાની ચાલ અસલથી ચાલવાથી કરીને એકેકને ગમતા થઇ પડેછે. ખરેખર આએ એક સારી દોસ્તીનો નમુનો ! અને તેબી વળી છાકટપણાથી અને બદફૈલીથી બંધાયલી ! ખરૂં પુછાવોતો નીતી અને સારી ચાલની સામે એ એક જાતનું કાવતરૂંછે, અને તેને સરકારથી શિક્ષા થવી જોઇએ. તોબી આએ જાતની મસલતને તે લોકો બેઅદબપણાથી અને મૂર્ખાઇથી "દોસ્તી" નું નામ આપેછે. ખરાબ કારણોને વાસ્તે તેઓ એકેકને પૈસા ધીરેછે; પોતાના મસલતીઓને માટે તેઓ બચાવ કરવાના તથા હુમલો લઇ જવાના કજીયામાં રોકાઇ જાયછે. જે કાંઇ તેઓ જાણતા હોયછે તે એકેકને કહેછે, અને વારેઘડીએ કંઇ વધારે કહેછે. છેલે અચબુચ કોઇ અકસ્માતથી તેઓ જૂદા પડી જાયછે, અને

એકેકને વાસ્તે ત્યાર બાદ વિચાર પણ નથી કરતા અને જો પાછા મળેછે તો તેઓના બેઅદબ ભરેલા વિશ્વાસની અરસ- પરસ હસી કરવાને અને તે વિશ્વાસ ઉઘાડો પાડવાને માટેજ.

કોઈબી ચીજ તમોને મનાવાને વાસ્તે જ્યારે એક માણસ મજબૂત સોગનો ખાયછે અથવા તેની સામે પોતા- નું મત આપેછે, અને તે ચીજ એવીતો બોલી હોય કે તેને વિશે માત્ર સાદુ બયાનજ પુરતું હોયતો યાદ રાખજો કે તે તમોને ઠગેછે અને તમોને એવી રીતે તે ચીજ મના- વામાં તેને કાંઈબી મોટો ફાયદો થતો હશે નહીતો તે એટલી બધી મેહેનત લેઈને તમોને તે ચીજ મનાવે નહી.

સોબતીઓ અને દોસ્તો એઓ વચ્ચે એક મોટો તફા- વત ગણવાને યાદ રાખો; કાંએકે એક બોલવે ચાલવે ભળો અને લાયકીવાળો સોબતી વારેઘડીએ ઘણોજ નાલાયક અને ધાસ્તી ભરેલો દોસ્ત પછવાડેથી સાબેત થાયછે. જેવું મત લોકો- ને તમારા દોસ્તો વિશે હોયછે તે પ્રમાણેનું મત ઘણુંખરું તમારે વિશે તેઓ બાંધેછે. એને મળતી સ્પેન દેશનાં લોકોમાં એક કેહવત છે કે "તમો કોણની સાથે રેહોછો તે મને કહો, અને તમો કોણછો તે હું તમોને કહી આપીશ". કોઈ એમ ઘટતી રીતે વિચારે કે જે માણસ એક બંદાને અથવા બેવકુફને પોતાનો દોસ્ત કરે, તે માણસ પોતે કાંઇ પણ ખરાબ ચીજ કરવાની અથવા છુપાવાની મતલબ રાખેછે. પણ જે વખતે દગલ- બાજો અને બેવકુફોની દોસ્તી તમો સંભાળથી ના પાડોછો તેજ વખતે તેઓને વગર કારણે અને છેડતી શેવી તેઓ- માંના કોઈનેબી દુશ્મન કરવાનું કાંઈ કારણ છે નહી; કાંકે એવા માણસો દુનીયામાં ઘણા હોયછે; અને તેઓની સાથે દોસ્તી માડવાને અથવા મારામારી કીધાને બદલે જોખમ વ- ગરનું અલગપણું રાખવાનું વધારે પસંદ કરવા જોગછે.

તમે તેઓના પોતાના દુશ્મનછો એવું જણાવ્યા વગર તે-
ઓની બદીઓના અને મુર્ખાઇના કટ્ટા દુશ્મન થઈ શકો.
તેઓની દોસ્તીની પછીની ધાસ્તી ભરેલી ચીજ દુશ્મનીછે.

દરેક માણસની સાથે ખરેખરા અંદરખાંનેથી ટેકાવ-
માં રહો, પણ કોઇબી સાથે બાહેરનો ખાલી તોર ના રાખો;
કાંકે એમ કીધાથી ઘણું નાખુશ લાગેછે, અને એમ નહી
કીધાથી ઘણું ધાસ્તી ભરેલુંછે. થોડાજ લોકો આવા ખરા
મધ્યમપણામાં રહેછે; ઘણાએક જન હસવા સરખી રીતે ન-
જીવી બાબદને વિશે ભરમ ભરેલા અને ટેકાવવાળા
થાયછે, અને ઘણાએકો બેઅદબપણાથી જે જાણતા હોય તે
ભરભર બોલી દેછે.

---

## સારી તરબીયત.

સારી તરબીયતની સમજણ એક લખનાર ઘણી સા-
રી રીતે આએ પ્રમાણે આપેછે તે એ કે, ઘણી સારી અક્કળ,
થોડાએક સારો સ્વભાવ, અને બીજાઓને વાસ્તે થોડુંએક
મન મારવું, એટલે કે બીજાઓનો ફાયદો જોતાં આપણા ફા-
યદા તરફ નજર નહી કરવી, અને તેઓની પાસેથી એવીજ
રીતના બદલાની આશા રાખવી, એ સઘળાનું સારી તરબી-
યત એક "પરિણામ" છે.

સારી તરબીયત ઘણી જલદીથી અથવા ઘણીજ ધ્યા-
નમાં લેવાતી નથી. જુવાન હોઇએ તે વખતથીજ એની ત-
રબીયત લેવી જોઇએ, અથવા નહીતો તે કદી પણ સેહેલું
લાગશે નહી; અને અગરજો જુવાન હોઇએ તે વખતમાં
તાલીમ મેળવેલી હોયતો હમેશ સુધી ટકશે અને તે આપ-
ણી રાત દાહાડાની ટેવ થઈ પડશે.

સારી તરબીયતથીજ માત્ર લોકોનું દીલ આપણી તરફ પેહેલી નજર પડતાંજ ખેંચાશે; પણ આપણામાં વધારે બેજની મનશક્તિઓ દેખાડવાને વાસ્તે તો વધારે વખત જોઇએ. તોય પણ સારી તરબીયત માત્ર નમીને સલામ કરવામાંજ અને કાયદાસર રાહરસમો તપાસી ચાલવાંમાજ નથી; પણ એક ભોળી, નરમાસ ભરેલી, અને આબરૂ ભરેલી ચાલમાંછે.

ખરેખર ઘણી બાબદોમાં સારી તરબીયત પીછાનવાને વાસ્તે સારી બુદ્ધી જોઇએછે, કારણ કે એક વખતે અને એક માણસને જે ચીજ સભ્ય લાગે, તે બીજે ઠેકાણે અને બીજા માણસને જંગલી લાગેછે; તોબી સારી તરબીયતના કેટલાએક સાધારણ કાયદાઓછે: જેમકે સાહેબ, જી, મેહેરબાન, મુરબ્બી, શેઠ, એવા વિશેષણ લગાડયા વગર હરેક પુરૂષને સવાલનો જવાબ આપવો એ હમેશ બચીત તોરછડું લાગેછે. જ્યારે તમારી સાથ કોઈ વાત કરે ત્યારે તમો પાધરૂં ધ્યાન નહી આપો અને આદરમાંનથી જવાબ નહી આપોતો તેબી એવીજ રીતે તોરછડાઇ જેવું લાગે: જે માણસ આપણને બોલાવેછે તેની સાથે આવી ચાલ ચાલ્યાથી આપણે વિશે તેની ખાતરી થાયછે કે આપણ તેને ધિક્કારયે છિયે, અને તેને આપણા ધ્યાંન અને જવાબને લાયકના ગણતાં નથી એવું માલમ પડેછે.

એક સારા કેળવાયલા પુરૂષને હમેશ જ્યારે કોઈ બોલાવેછે ત્યારે ભલમનસાઇથી જવાબ દેવાને સંભાલ રાખેછે, અને જેમ બને તેમ જ્યાંહાંલગી તેને વધારે સારી જગ્યાપર બોલાવામાં આવે ત્યાંહાંલગી તે પોતે સર્વથી છેરે બેસેછે; ઘેરની શેઠાણીની પેહેલાં તનદરોસ્તી લેછે, અને પછી ઘેરના ધણીની; અનાડી રીતે અથવા ખરડાઈ લચરાઇ જાય એવી

રીતે તે ખાતો નથી, અથવા જ્યારે બીજા ઉભા રહે ત્યારે તૂ પોતે બેસી રહેતો નથી; અને આ સઘળું સભ્યતાથી અને લાયકીથી કરેછે, અને નહીકે મીજાજ, ગંભીરાઈ અને ખરાબ સ્વભાવના દેખાવથી જાણે કોઇ તેની ઉપર જુલમ કરતું હોય તેવી રીતે.

પુરતી રીતે સારી તરબીયત મેળવવા જેટલું બીકટ યા તેને પાસે રાખવા જેટલી જરૂર બીજી કસી ચીજમાં નથી. ઘણીજ સખત રીતે કાયદાને વળગી રહીનેજ ચાલવું, બેઅદબીથી જ્યાંહાં હોય ત્યાંહાં માથું મારવું અથવા અનાડી રીતે શરમાળ થવું એ ચાલથી તદન ઉલટી ચાલ સારી તરબીયતનીછે. થોડાક આદરસતકારની કોઈ વેળા અગત પડેછે; તેમજ થોડું એક મકમપણું અને મોભો તો બચીત અગત્યનોછે; અને બાહેરની સભ્યતા એતો બેહદ લાયક ગણાયછે.

સોનાની માફક નેકી અને જ્ઞાન એઓ પોતાની ખુદ કિમત ધરાવેછે; પણ જો તેઓને ચળકટા આકારમા મુકવામા નથી આવતી તો તેઓનો ચળકાટનો ઘણો ભાગ ઓછો થાયછે. અગરજો પીત્તળને સાફ અને ચળકટું કીધેલું હોય તો તેબી ઘણા લોકોમા ખભરાયલા સોના કરતાંને પણ વધારે પસાર થશે. મુંબઈની અંદર એવા કેટલાએક લોકો છે કે જેઓના પાપો બાહેરના ખુશ ચેહેરાને લીધે, અને સારી તરબીયતને લીધે ઢંકાયલાં રહેછે !

લોર્ડ બેકન એવું કહેછે કે "એક ખુશનુમાં ચેહેરો એજ એક ભલામણનું સર્વથી સરસ અને હમેશ ચાલી શકે એવું કાગજછે." તે ખરેખર આપણા ગુણની આગળથી ખબર આપનારછે, અને તેને વાસ્તે રસ્તો સફાઈદાર કરેછે.

એક સારી તરબીયત લીધેળાં માણસને દરબારની રીતભાત અને ચોકસ રેવાજોથી જાણીતું થવું જોઇએ.

વીએના શેહેરમાં રાજાની સામે વાંકું વળીને સલામ કરવાને બદલે ઉભા રહીને તાજીમતવાજો કરેછે. ફ્રાન્સમા રાજાને કોઈ વાંકું વળીને સલામ અથવાતો તેના હાથ ઉપર ચુમી લેતા નથી. પણ સ્પેન અને ઇંગ્લાંડમાં, વાંકાવળીને સલામ કરેછે, અને હાથપર ચુમી લેછે. આએ પ્રમાણે દરેક દરબારનો કંઇ ખાસ રેવાજ હોયછે, અને જેઓ તેની મુલાકાત લેવા જાયછે તેઓને પોતાને ભુલ અને બેઅદબપણું નહી કરવાને વાસ્તે આગળથી ખબર કહાડવી જોઇએ.

જેઓ બીજાઓને પોતાથી અતિશય ઉંચા ગણેછે તેઓને જે માન મળવું જોઇએ તે માંન આપવામાં ઘણાજ થોડાઓ યાતો કદાચ કોઈ પછાત હશે. એક રવૈયાપર ચાલનાર અને દુનીયાદારી જાણનાર માણસ એવું માન તેને પુરતી હદ સુધી આપેછે પણ તે કેવી રીતે આપેછે; ખુદરતી રીતે, સેહેલાઇથી અને દરકાર વગર; પણ ખરૂં પુછાવોતો જે માણસ સારી મંડળીમાં ફરયો નહી હોયતો તે ઘણી અનાડી રીતે આવું માન આપેછે. એવા માણસ તરફ જોતાં કોઇબી કહી શકે કે આવું માન આપવામાં તેને અજમાયસ નથી અને તે તેને હાલ ઘણું ભારી પડેછે પણ કદિ એક સર્વથી ખરાબ તરબીયતવાળા માણસનેબી જે મંડળીને તે આબરૂ આપતો હોય ત્યાં જીભ બાહેર કહાડતો, સિસોટી વજાડતો, તેનું માથું ઘવડતો અને એવી બીજી બેઅદબી કરતો જોવામાં આયો નથી. એ વાસ્તે આવી મંડળીમાં જે ચીજપર ધ્યાંન આપવું જોઇએછે તે એ છે કે દરેક માણસ જે આબરૂ બતાવાને ઇચ્છા રાખતો હોય તેવી આબરૂ આપણે પણ બતાવવી, અને તે સેહેલ, ગભરાયા વગર, અને અદબ અદાથી. ભેલાયલી મંડળીઓ કે જ્યાંહાં એક શખ્સ પેહલવેહલાં દાખલ થાય ત્યાંહાં કાંઇ નહીતો તેટલો વખત

બીજાઓના જેવુંજ સરખું માન મળશે એવું ધારવામાં આવેછે; અને તેથી કરીને દરેક જન સભ્યતા અને સારી તરબીયતની દરેક નીશાનનો ઘણીજ વાજબી રીતે દાવો કરેછે. સુખચેનથી મંડળીમાં ફરવાને કોઈ અટકાવતું નથી, પણ બેદરકારપણું અને નભરવસપણું એ કરડી નજરથી જોવામાં આવેછે. અગરજો એક માણસ તમારી સાથે પેહેલી મુલાકાત કરે અને તમારી સાથે પાળીઆની માફક સુસ્ત રીતે અથવા નકામી બાબતોની ઉપર ટાહેલું કરયા કરેતો તે જે બોલતો હોય તેને વિશે જો તમો બોલું ધ્યાન નહી આપો, અને તમો એવું ધારો કે તે એક બેવકુફ અથવા ઢાંડાછે અને સાંભળવાને લાયકનો નથી, એવું તેને દેખાડવું એ જંગળીપણાં કરતાંનેબી વધારે ખરાબછે, અને એ એક ઘાતકીપણુંછે. બઇરીઓ તરફ આવી ચાલ વધારે ઘાતકી લાગેછે; તેઓ ગમે એવી હાલતમાં હોય તોબી તેઓની જાતને લીધે માતીડાઓને તેઓની વાતચીત ઉપર ખાલી ધ્યાંન આપવું જોઇએ, એટલુંજ નહી પણ તે ધ્યાંન વળી સારી તરબીયતથી અપાયલું જોઇએ. જે ધ્યાનને તેઓ પુરતી રીતે લાયકનાછે. તેઓની નાહની ગરજો, તેઓની ખાહેસો, અનગમતી ચીજો, સુગો, મનના ફાંટાઓ, વેહેમો અને ઉછાછળાપણું, અને વળી તોરછડાઇઓ એ સઘળાઓને મેહેરબાંની ભરેલાં ધ્યાંનથી સાંભળવું જોઇએ, જરા તેઓને તારે ચહડાવવાં જોઇએ, અને જો બનેતો એક સારી તરબીયત વાળા માંણસે અટકળ કરવી જોઇએ, અને પેહેલાંથીજ તે જે બોલે તેની અગાઉથી બોલ ઉંચકી લેવો જોઇએ. જેની ઉપર સર્વ કોઇનો હક હોયછે તેવા હકોનાં સગવડપણાંની ઉપર તમારે કદિ હોમલો કરવો નહી જોઇએ, જેમકે સર્વથી સારી જગ્યા ઉપર બેસી જવું નહી જોઇએ, અથવા ખાનાની

મેજ ઉપરથી સારી વાંણી હોય તેની ઉપર હાથ મારવો નહી જોઈએ, ઇત્યાદિ; પણ તેથી ઉલટું તમે હમેશાં પાછી વાળો, અને તે બીજાઓને આપો; જેઓ પોતેજ પાછા તમુંને આપશે; અને એમ કીધાથી બધી રીતે જોતાં જે હક તમુને સાધારણ રીતે મળવો જોઈએ તે મળશે.

ત્રીજી જાતની સારી તરબીયત એ ખાસ જગ્યાઓને લગતી રીતીઓ સંબંધીછે, અને તે જૂદા જૂદા દેશોમાં માત્ર તરેહવાર જાતની હોયછે, એટલુંજ નહી પણ એકજ દેશના જૂદા જૂદા શેહેરોમાં તરેહવાર રીતની હોયછે. એ રીતીઓને જૂદી જૂદી જાતના આકારો, ને છાપો, જૂદી જૂદી મંડળીઓની ચાલચલણ, ને રેવાજ પ્રમાંણે મળેછે. ઉપર લખ્યું તેમ જેને પેહેલી લખેલી બે જાતની સારી કેળવણી હોય તે ધણી આએ ત્રીજી જાતની સારી કેળવણી સેહેલથી મેળવી શકશે, કે જે મુખ્ય કરીને સારાં ધ્યાન ને અવલોકનની ઉપર આધાર રાખેછે. બરોબર બોલ્યેતો તે સારી તરબીયતના ઝળે, ચળકાટ, અને છેલા પુરા થતા ટોકાઓછે, એથી કરીને એક કરેળ માણસ જેબી જગયાઓમાં જાયછે ત્યાં સંભાલથી તેવી જગયાઓને લગતી રીતભાતને હમેશ ધ્યાંન આપેછે, અને નમુના દાખલ પોતાને સારૂં, જેઓ રીતભાતમાં અને સારી તરબીયતમાં સર્વથી સરસ હોયછે, તેઓને પસંદ કરેછે. તેઓ પોતાથી ઉંચેનાઓને કેવી રીતે બોલાવેછે, તેઓ પોતાની બરોબરીયાઓની કેવી રીતે ભેટ લીએછે, ને પોતાથી નીચેનાઓની સાથે કેવી ચાલ ચાલેછે, તે સઘળું ખુબ તપાસીને જોયછે; અને જેમ એક સારી છબી પાડનારો ચિતારો એક છબીને સર્વથી સરસ કરવાને માટે છેલી વખતે નાજુક હાથથી, અને અતિશય સંભાલથી રંગની પિચ્છી મારેછે, જેથી તેમાં જરા

પણ ખાંમી હોય તે નિકળી જાય, તેજ પ્રમાણે સારી કેળવણીને માટે જેબી, કાંઈ નાહની બારીકી શિખવાની હોય, તો તે શિખવા વગર રેહેતો નથી. એ નાહની બારીકી વિશે અનાડી અને ધામટને જોકે કાંઈ પણ વિચાર હોતો નથી, તોય પણ બરોબર પરીક્ષા કરનારાઓતો આવી બારીકીને લીધેજ ખરા ઉસતાદને તરત પીછાણી લેછે. તે તેઓનો દેખાવ, પોશાક, અને ચીલચાલો ઉપરબી ધ્યાંન આપેછે અને છુપી રીતે નહી પણ ખોલી જાહેર રીતે, તેઓની નકલ કરેછે, પણ તેઓનો સોંગ કાહાડતો નથી. આવી રીતના ખાસ અંગના દેખાવો ઘણા અગત્યના હોયછે, કાંકે પારકા લોકોના મગજમાં આપણા ગુણ વિશેની કદર બુજાએ, તેની આગમજથી પેહેલેતો ખાલી માતર બાહેરના દેખાવથી સારૂં મત બેસેછે; તેઓ દીલને વસ કરેછે, અને મોહી પડવાના ને પ્યારના ઉંડાઉ વિચારોને તેઓ ઉત્પન્ન કરેછે, તેઓની અસરો એવીતો અજબ જેવીછે કે એક વખતે આવી રીતના બાહેરથી સારા દેખાવવાળાઓને અલૌકીક ગણ્યામા આવતા હતા. જેમ માણસ જાતની વખાંણ મેળવવા અને તેઓને અચરતીમાં નાખવાને માટે ટુકમાં, માન, આબરૂ, ને નેકી મેળવવાની અગતછે, તેમજ, નમ્રતા અને સારી તરબીયત એઓ પણ એવીજ રીતે આપણને વાત ચીતમાં અને સાધારણ જીંદગીમાં પસંદ પડતા કરવાને વાસ્તે અગતનાછે. ઉમદા મગજશકિત અને બુદ્ધીઓ એ કાંઈ દુનીયામાં સાધારણ હોતી નથી; એવી કીસમની બુદ્ધીઓ સર્વ કોઇમાં જણાતી નથી, અને બીજા થોડાઓમાં એવી ઉંચી બુદ્ધી હોયછે, તો તેની બરોબર ઘટતી પીછાણ પણ તેઓ કરી શકતા નથી, પણ અસરાફી, ભલમણસાઈ, અને પસંદ પડતા એલકાબ ને રીતભાત, એવા હલકા જાતના ગુણોની પરીક્ષા બધા

જન કરી શકેછે; કાંકે તેઓની સારી અસર સર્વ કોઇને લાગેછે, અને સર્વ કોઈ જાણેછે, કે એ ગુણોથી મંડળીના લોકો સુખી અને ખુશી હોયછે.

હવે છેલાં આ બાબત વિશે જાણી લેતાં ખાતરી રાખો કે સારી રીતે આદરસત્કાર કરવાની કેળવણી વગર સર્વથી ઉમદામાં ઉમદા વિદ્યાબી નાપસંદ ને કંટાલા ભરેલી વિદ્યાનું ખાલી ડાળ લાગેછે; અને વળી વિદ્યાના ભંદોલ વગર ખાલી આદરસત્કાર કરવાની તરબીયત એ પણ હલકું લાગેછે, ને ખરૂં પુછાવોતો વિદ્યાના બળથી સારી તરબીયત ને પુખ્તપણું મળેછે, ને સારી તરબીયત એ વિદ્યાને શોભા તથા મનોરંજક દેખાવ આપેછે. જે માણસે તદન સારી રીતે તરબીયત નહી લીધેલી હોય તે સારી મંડળીને લાયકનો નથી અને ત્યાંહાં નાપસંદ હોયછે; જેને થોડીઘણીબી શારી તરબીયત નહી લીધી હોય તે તદનજ જેમ મંડળીમાં તેમજ કાંમકાજમા નાલાયકછે.

ત્યારે સારી તરબીયતને તમારા વિચારોમાં અને કાંમોમાં મોટી મતલબ સમજો. જેઓ સારી ચાલચલણથી વખણાએલા હોય, તેઓની ચાલચલણ અને રીતભાતને સંભાલથી તપાસી જુવો; તેઓની નકળ કરવાનેજ નહી પણ તેઓથી સરસ થવાની કોશિસ કરો જેથી, કાંઈ નહીતો તેઓને તમો પુગી શકો; અને ખાતરી રાખો કે સારી તરબીયત દુનીયાના સઘળા ગુણોમાં, જેમ પારસીઓમાં સખાવત એ સર્વથી પેહેલો ગુણ તથા નેકી ગણાયછે, તેમ દુનીયાઈ ગુણોમાં એ સર્વથી સરસ ગુણછે. વિચારો કે એ વિદ્યાની ખરી ખુબીને કેવો સણગાર આપેછે, અને કેવું વારેઘડીએ, જેનામાં ખરી ખુબીનો દમ થોડો હોયછે, તેનો ઢાંકપીછોડો કરેછે.

---

# અદબ આદાબો.

શરીર અને ચેહેરાની અદબ આદાબો, અને બોલવાની રીતભાતો, એ અગત્યની ચીજછે. એક દેખાવવાળું માણસ એક ચીજ ખુશ લાગે એવી રીતે અને, તાજીમ તવાજોથી અને બોલી રીતે બોલે તેથી ખચીત મનમાં ખુશી ઉપજેછે, અને જો તેજ ચીજ એક અનાડી પુરૂષ જો તે ધંભીર અને બળીયળ દેખાવ સાથે બબરી જાએતો ધુજરી છુટેછે.

અગરજો આપણે ગંભીરાઇથી તપાસ કરયે કે, ચોકસ લોકો બીજા લોકોના સરખાજ ગુણના હોયછે તોપણ આપણુને શા માટે વધારે ખુશી કરેછે અને મન રીઝવેછે, તો આપણુને હમેશ માલમ પડશે કે ચોકસ લોકોને અદબ આદાબો આવડેછે, અને બીજા માણસોને નથી આવડતી. આપણે ઘણાએક બઇરાંઓને જોઇએ છિયે કે જેઓના ચેહેરાનો ઘટમ એકસરખો હોયછે અને ખુબસુરત ચેહેરો બનાવવાને દરેક ભાગ બરાબર ખુશ ઘાતમાં મળેલો હોયછે તોબી તેવા ચેહેરો કોઇને ખુશ કરતો નથી; પણ બીજાઓ મધ્યમ આકાર અને દેખાવવાળાઓ થઇને સઘળાઓને ખુશ કરેછે. એતો ચોકસ છે કે વીનસ નામની સર્વથી ખુબસુરત મોહોબતની દેવીની હાજરીમાં ત્રણ ઘાટ ઘટમવાળી સાહેલીઓ હરઘડી રેહેતી નહી હતેતો વીનસ બધાને આટલીબધી ખુશ કરી શકતે નહી, પણ વીનસ વગર પેલી અદબ અદાબોવાળી સાહેલીઓતો ચાહે તારે ખુશ કરી શકે, સારા ઘટમ સાથ અદબ અદાબોની એટલી અસરછે.

માણસોમાં સર્વથી સારો ગુણ પણ અદબ આદાબો વગર કેટલી વખત ભુલી જવામાં આવેછે, નાપસંદ અને રદ કીધામા આવેછે! પણ કમજોર શકિત, થોડું જ્ઞાન ને થોડા

દમ એની સાથે જો અદબ આદાબો મળેલા હોયતો તેઓ
કેવી સરસ રીતે બીરાજી નિકળેછે તથા વખણાયછે.

હવે આએ અદબ અદાબો તે શુંછે તે તપાસવાને
આગળ ચાલ્યે અને તેઓને મેળવવાનો ઉપદેશ આપ્યે.

## બાહારની વર્તણુક.

એક માણસનું નસીબ વારેઘડીએ તેની પેહેલીજ વર્તં-
ણુકથીજ નક્કી થાયછે તથા ફરી જાયછે. અગરજો તે વ-
ર્તણુક ખુશ હોયતો લોકો ઉતાવળથી પોતાની મેળે ખાતરીથી
એવું માની દેછે કે તેનામાં કાંઈ પણ દમછે, ને જો બરોબર
જોશોતો તેમાંનું કાંઈ નથી. તેમજ બીજા હાથ ઉપર અગરજો
તેની વર્તણુક પેહેલાથીજ નાખુશ હોયછે તો, લોકો તરતજ
તેની સામને ખરાબ મત બાંધેછે; અને તેનામાં જે કંઈ ગુણ
જેવું કદાચ હોયછે તો તે પણ કબુલ કરવાને નાખુશ હોયછે.
યુરોપમાં એક સર્વથી ખરાબ તરબીયત લીધેલું માણસ, જો
એક ઓરતના હાથમાંથી એક પંખો નીચે પડી જાય, તો
ખચીત તે ઉંચકીને તેના હાથમાં આપશે; સર્વથી સરસ ત-
રબીયત લીધેલું એક માણસ એથી વધારે કાંઈ કરશે નહી,
તોપણ આએ રીતની તરબીયતવાળા માણસોમાં તફાવત
ઘણો હોયછે. પેલું સારી તરબીયત લીધેલું માણસ તે પં-
ખો આપતી વખતે પોતાની પસંદ પડતી અદબ અદાબોથી
ખુશી કરશે; પણ ખરાબ તરબીયતવાળો માણસ તે પંખો
અનાડી રીતે આપવા જતાં પોતાની ઉલટી હાંસી કરશે.
એક ગ્રહસ્થ માણસની ચાલ સભ્ય જોઈએ, અને તેની હા-
લચાલ અદબ અદાબવાળી જોઈએ. તે જ્યારે મંડળીમાં
હાજર થાય ત્યારે તેને મુખ્ય કરીને પોતાની ચાલચલણો
અને અદબ આદાબોની સંભાલ રાખવી જોઈએ. તેઓને
નીચપણા વગર આબરૂવાળી, ઘણીજ મિલનસાર થયા વિના

સેહેલ, ખાલી ડાળ વગર સભ્ય અને કાંઈબી બાહેરના કા-
વાદાવા અથવા મતલબ વગર મેહેરબાંની મેળવનાર થવા
ચો. મરદો અને તેમજ ઓરતો વારૈઘડીએ પોતાની સ-
મજના કરતાં દિલથી વધારે ખેંચાયછે, તેઓનાં અંતઃકરણે
પોહોચવાનો રસ્તો તેઓની ઈંદ્રીઓની મારફતેછે; તેથી કરીને
તેઓની આંખો અને કાંનોને ખુશી કરો અને તમોએ અ-
રધી ફતેહ મેળવેલી કેહેવાશે.

## ખુશી કરવાની હિકમત.

આએ એક ઘણી જુની અને સાચી કેહેવત છે કે જે
રાજાઓએ પોતાની રૈયતનું દિલ વસ કીધેલું હોયછે, તે લો-
કોજ સર્વથી બચાવ ભરેલી અને સર્વથી મુશ્ત્યાર રીતે રાજ
કરેછે. તેઓની તરફ લોકોની પ્રીતિ તેઓના લશ્કર કરતાં
વધારે સરસ તેઓનો બચાવ કરેછે, અને પોતાની રૈયતનો
પ્યાર એ તેઓ તરફ બિહીક કરતાં તાબેદારીની ઘણી સ-
રસ જામીનગીરીછે. આએ કાયદો ઉપલાજ પ્રમાણ પ્રમાણે
પણ જૂદાંજ તોલમાં ખાનગી માણસો તરફ જોતાં પણ એક
સરખી રીતે લાગુ પડેછે. જે માણસમા સર્વને ખુશી રા-
ખવાની, અને જેઓની સાથ વાતચીત કરે તેઓનો પ્યાર
મેળવવાની ઉમદા હિકમત હોયછે, તેનામાં એવું તો અજબ
જાતનું કુવ્વત હોયછે કે જે બીજું કસાથી મળતું નથી. એ
કુવ્વત તેની ચઢતી દશાનો સેહળ રસ્તો કરી આપેછે અને
મદદ કરેછે, અને જે અકસ્માતની વખતે તેને પડવા દેતું
નથી. થોડાજ જુવાન લોકો આએ લોકપ્રીતિની ખુબી પુ-
રતી રીતે પીછાંનેછે; અને જ્યારે તેઓ વધારે ઉમરે પુ-
ગેલા તથા અક્કલવંત થાયછે, ત્યારે, પોતાની ગફલતથી જે
ખોઈ દીધું, તે ફરીથી મેળવવા માટે ફોકટનાં ફાંફાં મારેછે.
આવું ઉપયોગી કુવ્વત મેળવવામાં ત્રણ મુખ્ય કારણો તેઓને

આડે આવેછે: પેહલું, મગરૂબી, બીજું: બેદરકારપણું, અને ત્રીજું: રખેને મશ્કેરી થાય એવી ધાસ્તીથી નહી ઘટે ત્યાંહાંબી ખોટી નમ્રતા બતાવવી તે. તમે મગરૂબ છો એવો શક તમારે વિશે હું લાવી યા કરી શકતી નથી. એમ કરવું એ તમારી સાદી સમજણથી ઘણુંજ હલકુછે. તમો પોતે એવુંતો વિચારી શકશોજ નહી, અને વળી હું બચીત છું કે તમો એવુંબી ધારતા હોશોજ નહી કે જે માણસ તમારો ઓરડો ઝારેછે, અંથવા જે ચાકર તમારો જોડો સાફ કરેછે તે લોકો કરતાં બુદરતીજ તમો ચહડતાછો; પણ નસીબની યારીથી તમો અને તેઓ વચ્ચે જે ફરક પડયોછે તે ઉપર અકળથી નેગાહ કરી તમો ખુશી થશો. એ સઘળા ફાયદા ભોગવો; પણ જેઓ આવા ફાયદાથી અને મોટાઇથી બેનસીબ છે તેઓને અપમાન કીધા વગર અથવાતો, તે મોટાઇની ગરજ તથા કદર તેઓને ઇયાદ આવે એવી રીતે કંઈ પણ ચીજ વગર કારણે કરયા વિના તમો તે ફાયદા ભોગવો. મારી તરફથી તો જેવી હું મારા બરોબરીઆ તરફ ચાલ ચલાઉછું તેના કરતાં મારા ચાકરો તથા મારેથી ઉતરતાઓ તરફ ચાલ ચાલવામાં વધારે હોશિયાર રેહુંછું; કાંએકે મને ધાસ્તી રેહેછે કે રખેને કોઇ પણ મારે વિશે એવું વિચારે કે હું નીચ અને તંગ વિચારની છું અને જે ફરક સારાં ભાયગે પણ કદાચ ગેરવાજબીપણે મારી ને મારેથી ઉતરતાંઓની વચે હોય, તે ફરક તેઓને માલમ પાડવા હું ઇચછુંછું એવું તેઓ મારે માટે રખે ધારે. જુવાન માણસો એની ઉપર પુરતું ચિત્ત આપતા નથી; પણ ખોટી રીતે એવું વિચારેછે કે સર્વને હોકમ કરતા હોઇએ તેવો દમ રાખવો તથા એખત્યાર અને સત્તા ભોગવતા હોઇએ એવો બોલવામાં ભપકો કરવો એ પોતાનું જાતીપણું અને હિમત બતાવવાની નિશાનોછે.

બેદરકારપણું, એ (જોકે કોઈ વખત ઘેરવાજબી રીતે) હુમેશ મગરૂબી અને તોરછડાઈનાં પરિણામછે એવું વિચારવામાં આવેછે; અને જયાંહાં એવું ધારવામાં આવેછે ત્યાંહાં તે કદિ માફ થઇ શકતું નથી. આએ બાબતમાં જુવાન માણસો ઘણુંકરીને ઘણાજ ઠપકાને લાયક હોયછે અને તેઓની ચાલ અતિશય ગુસો ઉપજાવે એવી હોયછે. તેઓ બધું પોતાનું ધ્યાન તેઓની ચોકસ ઓળખાણનાં લોકમાં અને થોડાએક પદવીવાળા, ખુબસુરતી ભરેલાં અને દમામ વાળા ઉંચ વર્ણનાં લોકોમાં રોકાયલું રાખેછે. બાકીના બધા શખ્સો તરફ તેઓ એટલાતો થોડાં માંનથી અને સંભાલથી જોયછે કે જે સાદી સભ્યતા તેઓ તરફ દેખાડવી જોઇએ તે દેખાડવાને પણ તેઓ ભુલી જાયછે. આપણા લોકમાં એક ઘણીજ બુરી આદત પડી ગયલી હોયછે, તે એકે, મોટા લોકોની ખુસામત કરવી અને ઘણીજ ઉલટી રીતે અને બેઅદબપણાથી પોતાથી ઉતરતાઓને અને કદાચ પોતાના બરોબરીઆઓનેબી કોઠું નહી આપવું અને ધિક્કારવું. આવી રીતની બેવકુફીથી આપણ હજારો લોકોના દુશ્મન થઇએ છિયે, કે જે લોકોને વિશે આપણ એવું ધારતા હતા કે તેઓ તદન નકામાછે તોબી તેજ લોકો જયાંહાં આપણને ભરભલામણ જોઇએછે ત્યાં આડે આવેછે અને આપણને દુઃખ દેછે. આવી ચાલથી આપણે મગરૂબમાં ખપયે છિયે. બરોબર જોઇશું તો એ બાબતમાં આપણ માત્ર અવિચારી છિયે. તકરારખોરા મરદો અને બુઢી તથા નવડી નકાંમી અને નાલેસી કરનારી બદસુરત ઓરતોનેબી થોડુંઘણું કોઠું આપવાથી તેઓ આપણા દુશ્મનને બદલે ખરા દોસ્ત થઈ પડેછે, જેથી ઘણી વખત તેઓ આપણી મદદે આવેછે. હવે હું તમને આટલી આ બાબત એક સલાહ આપીને બંધ

કરવું તે એ કે જે માણસો અને ઓરતોની સાથે તમને કાંમકાજ હોય, તેઓને તમારી તરફ ચોકસ કોશિશ અને બોલીદરાજીથી ખેંચો, અને સર્વેની સાથે હલીમળી સલાહ સંપજથી અને લાયકીથી ચાલીને તેઓને ખુશી કરો અને કદાચ તેઓનું તમારી તરફ સાફ દિલ નહી હોય તોપણ, તેઓ તમારે વિશે સારૂં બોલે એવી રીતે ચાલો; એમ થવાથી તમારે વિશે જગપ્રસિદ્ધ સારૂં મત બંધાશે; અને અગરજો તેઓ ભીતરથી તમને ચાહાતા નહી હોશે તોબી તેઓ તમને દુઃખ દેવાથી અલગ રેહેશે.

ઘણી વખત, એવુંબી બનેછે કે ધાસ્તીને લીધે અથવા શરમ લાગવાને ખાતર કેટલાક જુવાનોને સર્વે જગ્યાએ અને સર્વે ઠેકાણે જુઠી રીતે નમ્રતા બતાવાની ટેવ પડી ગઈ હોયછે. એમ થવાથી ઘણાકને પોતાના દોસ્તો કરવાથી તેઓ અટકેછે એટલુંજ નહી પણ તેઓના ઘણા જણ દુશ્મન બનેછે. તેઓ ખરી ચીજ જે જાણેછે તે કરવાને શરમાએછે અને તે એટલાજ કારણ ઉપરથી કે રખેને તેઓને કોઈ સારૂ માણસ અથવા બઈરી ઘડીપળ હસી કાહાડે; પણ જો આવી ફીકર તેઓના મનમાં નહી હતેતો તેઓ તે ચીજ કીધા વિના રેહે નહી. આવી હાલતમાં આપણા લોકો વારેઘડીએ આવી પડેછે. જે મંડળીને તેઓ સારી મંડળી કરીને ગણેછે, અને જ્યાંહાં તેઓની સારી રીતે ખબર લીધામાં આવેછે, તેને વિશેબી તેઓ ઘણી વખત મનમાં એવું ધારેછે કે તે જગ્યાએ તેઓ ગયા નહીજ હતે તો સારૂં. રખેને કોઈ મશકેરી કરે એવી ધાસ્તીથી તેઓ વાતચીતમાં, બારીક નજરથી, બેઅદબપણાથી અને ગુસ્સાથી જવાબ વાળેછે; પણ તેઓ એટલો વિચાર નથી કરતા કે જે લોકો એક ઘડીની તેની મશકેરી કરેછે તેજ લોકો પછવાડેથી તેની વધારે વખાંણ કરતે.

તમારી અક્કલ જે ખરૂં કેહે, અને તમે જે તમારે-થી વધારે અજમાયસવાળા લોકોને તથા સારી તરબીયત લીધેલાં માણસોને કરતાં જોવો, તેમ કરવાની પાછળ ધાસ્તી અને શરમ વગર અને મક્કમપણાથી લાગો.

આએ સઘળું કીધા પછી, તમો કદાચ એમ કેહેશો કે દરએક માણસને રાજી રાખવું એ નહી બને એવી વાત છે. હું એ કબુલ કરૂં છું; પણ એ ઉપરથી એમ નથી માલમ પડતું કે જેમ બને તેમ તમો ઘણા માણસોને ખુશી કરવાની કોશિસ નહી કરો. એટલુંજ નહી પણ હું તો મારી તરફથી કબુલ કરૂં છું કે કોઇબી માણસના થોડાઘણાબી દુશ્મન નહી હોય એતો નહી બને એવું છે. પણ જે લાંબી અજમાયસ અનુભવવાળા માણસોને મળેલી હોયછે, તે ઉપરથી, એક આએ સચાઈ હું તમોને જાહેર કરૂં છું કે જે માણસને ઘણાજ દોસ્તો હોશે, અને ઘણાજ થોડા દુશ્મન હશે તેજ સર્વથી કુઅતમંદ કેહેવાશે; તે સર્વથી ઉંચી પદવીએ વધવા વિના રેહેશે નહી, કારણકે તેની અદેખાઈ કરનારા ઘણાજ થોડા જણ નિકળશે; અને અગરજો તે માંઠી હાલતમાં આવશે, અને તે પડી ભાગશે તો, સર્વ કોઈ તેની દયા ખાવા નિકળશે, અને તેને મદદ પણ કરશે. આપણી જીંદગીમાં સર્વ સાથે કેવી રીતે ચાલવું તેને લગતી આએ એક એવી ચીજ છે કે જેની પાછળ લાગવું યોગ્ય છે. મેં તમને જે કાયદા હાલ લખી જણાવ્યાછે તે પ્રમાણે તમે ચાલો. આએ વાત અમલમાં કેમ લાવવી, તેનાં એક બે દાખલા આપીને, તથા થોડાક સખુનો વધારે બોલીને પુરી કરૂં છું.

ઇંગ્લાંડ દેશમાં "**ઓરમંદ**" ના અમીરનો વગ અતિશય થોડો હતો, અને રાજદરબારી બાબતમાં ઘ-

ણું કરીને સર્વથી તે નબળો ગણાતો હતો, તોપણ તે સર્વથી સરસ તરબીયત લીધેલો અને લોકમાં સર્વથી પસંદ પડતો શખ્સ હતો. રાજ મંદીરમાં અને લશ્કરી છાવણીમાં જે કેળવણી તેણે લીધેલી હતી, તે કેળવણી તેની ભોળી અને રાંક ખાસીયત સાથ જોડાવાથી તેણે એવીતો સર્વ કોઈ સાથ હમેશની સાલેસાઈ દેખાડી હતી, તથા સર્વ સાથ દિલપસંદ ચાલ ચાલવાની રીત એવીતો સરસ રીતે એખત્યાર કીધી હતી, અને સર્વનું ધ્યાન પોતાના બોલવા ચાલવા ઉપર એટલુંતો ખેંચતો હતો કે, જેથી કરીને જે પોતાનાં ગુણો તેનામાં રાજદરબારી કાંમકાજને લગતા ન હતા તેની ખુટ તેની આવી લોકપસંદ ચાલથી પુરાઇ હતી. જોકે તેની કોઈબી વખાણ ગાતુ ન હોતું તોબી તેવી વખાણ વગર તેણે સઘળાં માણસોનો પ્યાર પોતા તરફ ખેંચી લીધો હતો. ઇંગ્લાંડની રાણી "આન" ના મરણ પછી તેની ઉપર એક તોહોમત મુકવામાં આવ્યું હતું, તે એટલાજ ઉપરથી કે જે લોકોની ઉપર અગત્ય કરીને તોહોમત અથવા વાંક મેળવાનો હતો, તે લોકોની સાથે કેટલાંક કાંમોમાં તે સામેલ હોવાથી તેની ઉપરબી માત્ર નામને સારૂ વાંક મેળવામાં આવ્યો. પણ તેની ઉપર જે વાંક મેળ્યો હતો તેમાં જંગલી જેહેરી વેરની તીક્ષણતા ન હતી અને તે વખતની અરસપરસ ટોળીવાળાઓ વચ્ચે મીનાકિસો તથા અદેખાઈ જોકે થોડી ન હતી તોપણ ઉપલા તોહમતથી કંઈબી રીતે તે કડવાં ફળ આપશે એવી તે તોહોમત મુકવામાં મતલબ જરાબી ન રાખી હતી. આમની સભામાં જે રીતે બીજાં તોહોમત પસાર થાયછે તે કરતાં ઘણુંજ થોડાં મતથી આ તેના પરનું તોહમત નક્કી કીધું હતું, અને સ્તાનહોપ નામનો એક અમીર અને રાજ દરબારનો સેક્રેટરી, જેણે તેની ઉપર તોહોમત મુકયું હતું,

તેણે ઘણી ઉતાવલ કરીને ત્યાંનાં રાજાની સાથે વેહેવાર ચલાવ્યો, અને તે વિશેના નીવેડા લાવવાને રાજાની સાથે નક્કી કીધું, કે જે રાજા આગળ બીજે દાહાડે તેને હાજર કરવાનો હતો. પણ રાચેસતર નામના શેહેરના વડા પાદરી નામે એતરબરીએ એવું વિચારયું કે ઓરમંદના અમીરને ઓહોશુંતો "જેકોબાઇત" નામની સરકારની સામેવાળી જે ટોળી હતી તેને ઘણું ખમવું પડશે, તેથી બનતી ઉતાવલ કરીને તે તેની આગળ ગયો, અને તે બિચારા નબળા અમીરને નાહાસી જવા સમજાવ્યું; અને તેની એવી ખાતરી કીધી કે તેને ઘણીજ બેહોરમતી ભરેલી રીતે તાબામાં રાખવા માટે એતો સઘળી તલાવત કરવામા આવીછે, અને તેને માફ કદિબી કીધામા આવશે નહી. જ્યારે તેની પછવાડેથી થયલી તપાસ પસાર થઇને તેની ઉપર ગુનાહ સાબેત થયો, ત્યારે લોકો ઘણા ખીજવાઇને જોસમા આવી ગયા, તોફાન કરવા લાગ્યા અને સેહેરમાં બળવો સલગ્યો. તેનો દુનીયાંની અંદર કોઇબી દુશ્મન નહી હતો, પણ હજારો દોસ્તો હતા. આએ સઘળું માત્ર તેની પોતાની સર્વને ખુશી રાખવાની ખુદરતી ઇચ્છાના સબબને લીધે હતું; અને એમ કરવા માટે જે સારી તરબીયત તેણે લીધી હતી તેને લીધે એ સઘળું થયું હતું, નહી કે તેની બુદ્ધિને લીધે. બીજો દાખલો "**માર્ળબરો**" નામના સેહેરના અમીરનોછે, જેણે સર્વને ખુશી રાખવાની હિકમતનો અભ્યાસ કીધો હતો, કાંએકે તે તેના અગત્યપણા વિશે સારી રીતે જાણતો હતો. આએ માણસ લોકોને ખુશી કરવાની જે હિકમત વાપડતો અને તેથી જે સારાં ફળ ભોગવતો હતો, તેમતો દુનીયામા કોઇબી શખ્સે કીધું નહી હોશે. જો કોઇબી માણસને પોતાની તરફ કરવા માગતો હતો તો તેમ તે સેહેલથી કરી શકતો હતો, અને તેની મરજીતો સઘળા લોકોને પોતાની

તરફ કરવાની હતી, કારણ કે તે જાંણુતો હતો કે સઘળા લોકોને પોતાની તરફ કરવાથી તેઓ થોડા ઇયા ઘણા કોઈ દાહાડેબી કાંમ આવેછે. પ્રધાન અને સૈનાધિપતિ તરીકેની તેની સત્તાને લીધે તેના રાજ કારભારના અને સામી પક્ષના લોકો દુશ્મન થયા હતા ખરા, તોબી કોઇએ પણ તેને પોતાનો ખુદ દુશ્મન કરી ગણ્યો નહી હતો; અને જે લોકો એ માર્ળબરોના અમીરને ઓહ્દા ઉપરથી બરતરફ કરવાને, તેને બેહુરમત કરવાને, અને કદાચ સરકાર તરફથી તેની ઉપર ગુનાહ સાબેત કરવાને ખુશી હતા, તેજ લોકો, તેજ વખતે, મીસતર ચરચીલને (માર્ળબરોનો અમીર) ઘણો ચાહાતા હતા; જોકે તેની ખાનગી ચાલચલણ અને તેના નીચ લોભને લીધે ડાઘ લાગેલો હતો, કે જે નીચ લોભ સઘળી બદીઓમાં લોકોને અતીઘણો નાપસંદ લાગેછે. સદા ખુશી રાખવા અને દોસતીનો ગાંઠ બાંધવાને માટે તે હમેશ ખંતી હતો. તેના ચેહેરા ઉપર નહી નકળ થઈ શકે એવો મીઠાસ ને નરમાસ, તેની બોલવાની ધપછપમાં સાબેસાહી, દરએક હીલચાલમાં અદબ આદાબ ભરેલો ટેકાવ, એ સઘળું તેનામાં જોવામાં આવતું હતું. એ ઉપરાંત સર્વથી સાધારણ માણસને લગતી સર્વથી હલકી બાબત ઉપર પણ તે સદા બારીક ધ્યાન આપતો હતો. એ બધું કરવાને તેનામાં એક જાતની કળા હતી; જે કળા તે સારી રીતે જાણુતો હતો, અને તેના ફાયદા ભોગવ્યા હતા; કાંએકે તેના કરતાં કોઇબી બીજા માણસમાં ભીતરનો લોભ, મગરૂબી અને મોટાઈ મેળવવાની ભુખ વધારે હતી નહી.

## નાનાપ્રકારની વાતચીત.

જે રીતની નાનાપ્રકારની વાતચીત સઘળી સારી સભ્યતાવાળી મંડળીઓમાં ચાલેછે, તેવી રીતની વાતચીત

કરવા શિખો જે જોકે નજીવી લાગેછે તોપણ જ્યાંહાં ઘણી જાતના લોકો ભેગાં થયાં હોય ત્યાંહાં અને ખાનાની ટેબલ ઉપર તે કાંમની છે. જે લોકો મંડળીઓમાં અને ખાનાની ટેબલ ઉપર મુગા મુગા ખાનું ખાયા કરેછે તેઓ પોતાની ઓળખાણમા અને દોસ્તીમાં વધારો કરતા નથી. એ વાતચીત ઇંગ્લાંડ, યુરોપ અને અમેરિકાખંડોને લગતી જાહેર બાબદો વિશે હોયછે; અથવાતો તે જૂદા જૂદા બાદશાહોની સારી ઇયા માંઠી ચાલ, તેઓના લશ્કરી શિપાઇઓનો પોશાક અને કવાયત, તેઓના કુટુંબ તથા લગનો અને તેઓની અને અમીર ઉમરાવોની વચ્ચેની સગાઇઓ એને લગતી હોયછે; અને કોઈ વખત જાહેર ખાંનાઓ, નાચો અને બીજી ગમતોનાં દમાંમ સંબંધી હોયછે. વળી એવી વખતે ખાતાં ખાતાં, જે લોકો આપણા દેશના કલ્યાણને અર્થે દિલોજાંનથી મેહેનત કરતા હોય તેઓની અને આપણે માથે રાજ કરતાઓની તંદરોસ્તી ચાહાવા માટે વાઇન દારૂ પીતી વખતે તેની બનાવટ અને લેહેઝત વિશે બે શબ્દો બોલવાથી આપણ એવી મંડળીઓમાં પરોટાઈ જઇએ છિયે અને અરસપરસનો પ્યાર એવોતો બંધ્યે છિયે, કે જે બીજાં કસાંથી બનતું નથી. એતો ખરૂં છે કે, આએ બધું નજીવું જેવું લાગેછે, પણ એવી નજીવી વાતો હમેશ ટેબલ ઉપર થતી આવેછે, અને તેથી કરીને સર્વ કોઇને તેમાં ભાગ લેવો જોઇએ.

## સફાઈ તથા સુઘડાઈ.

શરીરને ખચીત સાફ રાખવું જોઇએ. દાંતો, હાથો, તથા નખો એતો ખચીતજ સાફ રાખવાં જોઇએ. મોહોડું સાફ નહી રાખવાથી આપણને પોતાનેજ ખરેખરાં માંઠાં પરિણાંમો નીપજેછે; કારણકે કંઈ પણ સંદેહ વગર દાંતો

કોહી જાયછે, ને તેમાં નહી ખમાએ એવું દરદ થાયછે; અને મોહોડું ખચીત વાસ મારી આવેછે, જેથી આપણી પાસે કોઈ ઉભું રેહેતું નથી. મેલા હાથ અને બદશિકલ, ખભરાએલા અને ટુંપેલાં નખો કરતાંને કોઈબી ચીજ વધારે સાધારણ હલકાઈ ભરેલી અને બબીલાઈ ભરેલી લાગતી નથી. નખના છેડાઓ સુવાળા અને સાફ રાખવા જોઈએ, અને તેમાં મેલ નહી ભરાવો જોઈએ જે છેડા આગળથી જેમ અર્ધાં કાળાં અને અર્ધાં સફેદ દેખાયછે તેમ દેખાવાં નહી જોઈએ, અને દરએક વખત હાથ નુછીએ તે વખતે પછવાડેથી નખની આસપાસની ચાંમડી ધસવી, જેથી તે ચાંમડી નખની ઉપર વધે નહી ને નખને ઘણુંજ ટુકાં કરે નહી. કોઈબી કારણસર તમારાં આંગલાં તમારા નાખમાં અથવા કાંનમાં ખોસતા ના. મંડળીઓમાં એવી ચાલ અતીઘણો કમકમાટ ઉપજાવેછે, અને ગલીચ, નીચી કીસમનું જંગલીપણું બતાવેછે. કાંનો રોજ સવારના બરાબર સાફ કરવા જોઈએ અને નીત કાહાડતાં નાકને ફુકતી વખતે રૂમાલથી સાફ કીધા. પછી તે રૂમાલને ફરીથી ખોટી નજરેબી જોતા ના પણ તરત ગજવામાં મુકી દેજો. આપણામાં ઘણા જણમા એક એવી નઠાડી ચાલ હોયછે કે તપકીરવાળા નાકમાથી રંગીન બેરંગીન નીત કાહાડી વાસ મારતા રૂમાલથી નાક નુછીને તે રૂમાલ હાથમાં ઘણોવાર રાખેછે, જેથી આસપાસનાઓને સુગ લાગેછે તથા ઉલટી વતીક આવેછે.

કદાચ આએ ચીજોને ઘણીજ નજીવી વિચારવામાં આવશે; પણ જારે આપણ જોઈએ છિયે કે એવી એક હજાર નામ વગરની ચીજો (કે જે સર્વ કોઈને લાગેછે પણ જેનું બયાન કોઈ પણ કરી સકતું નથી) સાથ એકઠી થઈ,

એક એવી મતલબ સાચવેછે કે જેથી સર્વ કોઈ આપણી ઉ-પર ખુશ રેહેછે. ત્યારે હું ધારૂંછું કે આપણને એવી ચીજોને નજીવી ગણવી જોઇએ નહી. એ વતરેગે સોજાં કપડાં અને સાફ દિલ રાખવાથી જેમ બીજાઓ આપણી ઉ-પર ગુસ્સે થતાં નથી તેમ વળી આપણી તંનદરોસ્તી જાલ-વવામા તેઓ ઘણા અગત્યનાછે. આએ વાત એક ફાએદા તરીકે ઇયાદ રાખવી અને તે અજમાયસથી સાબેત થઇછે, તે એકે જે માણુસ વીસમે વરસે બેદરકાર રેહેછે, તે ચાલીસમે વરસે નજીસ થાયછે અને પચાસમે વરસે કોઇથી નહી ખમાઈ શકાએ એવી હાલતે આવેછે.

## આદરમાનો.

એક સારી તરબીયતવાળા માણુસને, પોતા કરતાં ઉંચી પદવીવાળાને, પોતાના બરોબરીઆને, અને પોતાથી નીચી પદવીવાળાઓને મુબારકબાદી અથવા દિલાસો આપતાં અગરજો તમો જુઓતો તેવા આદરમાંનને ધ્યાંનથી સાંભળજો, તેનો ચેહેરો અને તેના અવાજનું સુર વતીકબી તપાસજો; કાંએકે એ સઘળી ચીજો આપણને ખુશી કરવામાં નેમ રાખેછે. દુનીયાની રસમ પ્રમાણે ચાલનાર માણુસમાં એક ચોકસ જાતની વખાણવા લાયક ભાષાની ઘપછબ હોયછે: એક માણુસ તરતનો પરણી આવેલો હોય તેને એટલુંજ કહીને તે સંતોષ નહી પામશે કે, "સાહેબ હું તમુને ઘણી ખુશી ચાહુંછું"; અથવાતો કોઈ માણુસ જેણે પોતાનો છોકરો ખોયો હોય તેને તે એમ નહી કેહેશે કે, "સાહેબ હું તમારા છોકરાના ગુજરવાથી દલગીર છું" અને એ બંને વાતો થંડ પેટે જાણે કંઈ સાધારણ વાત કરતો હોય તેમ બેમગજ ચેહેરાથી નહી કરશે; પણ એ બંને વાતોની મતલબ સચવાએ તેમ વધારે સારી સભ્યતાથી અને

તે વખતે તે વાતને લાયકનો ચેહેરો કરીને તે બોલશે. તે જોસથી, ચાલાકીથી અને હસમુખા ચેહેરાથી પેલા તરતના પરણી આવેલા માણસ આગળ વધશે, અને તેને કોટી કરીને કદાચ તેને એમ કેહેશે કે, " અગરજો તમારી તરફ મારો પ્યાર બતાવાને મને બરોબર ઇનસાફ આપોતો જેટલી ખુશી આએ બાબદથી મને લાગેછે તે મારે મોહોડે બતાવી શકું તેના કરતાં તમો પોતેજ વધારે સારી રીતે તેનો ખીયાલ કરી શકશો" ઇતિયાદી. દુઃખની વખતે બીજા માણસ આગળ, આસતે આસતે અને ગંભીર ચેહેરાથી, અને વધારે અંદેસા ભરેલા દેખાવથી, અને ધીમે આવાજે, તે કદાચ એમ બોલશે કે "હું આશા રાખુંછું કે આવી રીતના બનાવથી જે કંઇબી દુઃખ તમુને લાગેછે તે મને પણ લાગેછે, અને તમારો જીવ કકળેલો તથા દલગીર હોવાથી મને પણ સદા દલગીરી લાગશે એવી તમારી તરફથી મારે વિશે ખાતરજમા રાખીને મને ઇનસાફ આપશો."

## ભાષાની ઢપ અથવા રૂઢી.

વાતચીતમાં દરએક ગ્રહસ્થને, પછી તે ગમે એવી ભાષા બોલતો હોય, તોબી તેને ચોકસ જાતની, કાયદાસરની તથા દરજ્જા ભરેલી ભાષા વાપડવાને પુરેપુરૂં આવડવું જોઇએ. ફ્રેંચ લોકો એની ઉપર સંભાળથી અને ઉંદી અકલ ખરચીને ધ્યાંન આપેછે, અને તેઓની ભાષા જે કેહેવતોની ભાષાછે, તે તેઓને આવી રીતની ઢપછપ વાપડવાની અતિશય મદદ કરેછે. ભાષાની તાજીમ તથા લેહેજત ઉપરથી દુનીયાઈ રેવાજના તથા સારી મંડળીઓમાં હાજર થનારા માણસો પરખાઈ આવેછે.

## પોશાક અને નાચવા વિષે.

કેટલીક ચીજો જે માણસને ખુશ કરેછે તેમાં પોશાક પણ એક એવી ચીજછે અને તેથી કરીને તે ધ્યાંન આપવા જોગ છે; કાંએકે એક માણસના પોશાક ઉપરથી તેની અકલ અને ચાલચલણ વિષે કાંઈ પણ જાતનું મત બાંધવા વિના આપણને ચાલતું નથી. પોશાકની બાબતમા ખાલી બાહેરનો દમામ અને ડોળ રાખવાથી કાંઈજ નહી પણ સમજણની કસુર માલમ પડેછે. અકલવાળા માણસો જેમ બનેછે તેમ સંભાલથી પોતાના પોશાકમાં ચોકસ જાતનું રૂપ આપવાને હાથ ખાંચેછે. તેઓ પોતાના શરીરના ફાયદાને માટે ઘણાજ સાફ રેહેછે; પણ સફાઈ ઉપરાંત, પોશાકની બાબતમાં જે બીજી સંભાલ આપણ રાખ્યે છિયે તે પારકા લોકોની ખાતરને વાસ્તે હોયછે. એક માણસ જે જગ્યાની ઉપર તે રેહેતો હોય ત્યાંનાં લોકોના વિચાર અને રીતભાત પ્રમાણેજ તેઓના જેવોજ મળતો, અને તેઓના જેવો સારો પોશાક પેહેડવો જોઈએ. અગરજો તે પોતાના પોશાકમાં તેઓ કરતાં વધારે ભપકો કરે તો તે ઇતર કેહેવાશે; અગરજો તે તેઓથી હલકો પોશાક પેહેડશે તો, તે નહી માફ થઈ શકે એવો બેદરકાર માલમ પડેછે; પણ એ બંન્નેમાં બેહેતરતો એ છે કે એક જુવાંન માણસ વધારે હલકા કરતાંને વધારે ઉંચો પોશાક પેહેડતો સારૂં; કારણ કે જેમ જેમ ઉમર અને વિચાર પુગશે તેમ તેમ ઘણો ઉંચો પોશાકનો શોખ કમી થઈને મધ્યમ પોશાક ઉપર તે આવશે.

પોશાકની બાબદમાં એક સાદા અને એક અકડબાજ વચ્ચે તફાવટ એ છે કે અકડબાજ પોતાની કિમત પોતે પોશાકથી કરેછે, અને અકલ વારૂં માણસ તેને હસેછે, તોપણ તેજ વખતે તે એવું સમજેછે કે તેને એ બાબદમા છેક બેદ-

રકારતો નહીજ થવું જોઇએ, યાને કે તેને ખરાબ પોશાકમાં ફરવું નહી જોઇએ. આએ જાતનાં હજારો તરેહના બેવકુફી ભરેલા રેવાજો હોયછે કે જે ગુનાહ ભરેલા નથી અને તેટલા વાસ્તે અકલવાળા માણસોને ખુશી સાથે દરગુજર કરવું જોઇએ.

એક અક્કડબાજની બરોબરી કરવામા અથવા તેનાથી સરસ થવામા આપણને તજવીજ નહી કરવી જોઇએ; પણ કોઇ આપણની હસી નહી કરે અને આપણી તરફ આંગલી નહી બતાવે તેને વાસ્તે સર્વને મંનગમતો પોશાક પેહેડવો અગત્યનોછે. જે જગામા આપણે રેહેતાં હોઇએ ત્યાંના આપણી ઉમરના અકલ વાળાં માણસો જે પોશાક પેહેડતા હોય અને જેને વિષે કોઇ પણ એવા ટીકા નહી કરતું હોય કે આએ પોશાકતો ઘણોજ કંગાલ છે ઇયા તો ઘણોજ ભપકાદારછે તો તેવોજ પોશાક પેહેડવામાં આપણને હમેશ ઘણી સંભાલ લેવી જોઇએ.

કઢંગી ચાલચલણ રાખવાથી સઘળા લોકો આપણથી દુર નાહસેછે, અને તે સાથે જો પોશાક પેહેડવામાં પણ બેદરકારપણું રાખ્યું ને તેવું બેદરકારપણું, અને કઢોડા દેખાવ, એ બંન્ને દુનીયાઇ રેવાજ અને ચાલચલણને અપમાન આપ્યા બરોબરછે. ઓરતજાત માણસના દુનીયાઇ રેવાજો ઉપર મોટો કાબુ ચલાવેછે અને એક કઢંગું માણસ તેઓનું મત કદિબી લેતો નથી.

જ્યારે આપણે દીવસમાં એક વખત બરોબર પોશાક પેહેડયો હોયતો પછી તે વિષે વધારે વિચાર કરવો નહી જોઇએ; અને તે પોશાક રખેને બોરાઇ જાએ તેની ધાસ્તીથી લાકડાંની માફક કઠણ ડોકી રાખીને તંગ તથા તાટ ચાલવા વગર આપણને એવીતો સેહેલાઇથી તથા ખુદરતી ચાલ-

ચલાણથી ચાલવું જોઇએ કે જાણે આપણે કપડાં પેહેડયાંજ નહી હોય. આપણામા ઘણાએક લોકો ઓરતો અને મરદો બંને ફેકટનો ઘણોએક વખત પોશાક પછવાડે કાહાડેછે, અને જરાજરામા આરસી, બ્રષ, કાંસકી, સાબુ, તથા લવંદરની મદદ લેછે. કેટલાક જણતો નાહના બ્રષ અને કાંસકી જેમાં તેઓના જેવીજ એક છાલકી આરસી જડી દીધેલી હોયછે તે પોતાના ખીસામાં રાખેછે, અને નવરા નકામા તેની સાથ ચેડાં કાહાડેછે અને પોતાનું મોહોડું આરસીમાં જોયા કરેછે. પણ આએ ચાલ ખચીત જેમ ચીબાવલીછે તેમજ ફેકટ રીતે વખત ગુમાવવાને લીધે ધિક્કારવા જોગછે.

એજ પ્રમાણે નાચવાનું એ પણ જોકે એક ચીબાવલી નજીવી ચીજછે તોપણ કેટલીએક હાર પડેલી બેવકુફીઓમાંની એ પણ એક બેવકુફીછે, કે જેને અક્કલવાળાં આદમીઓને પણ કોઈ વખત આધીન થવું પડેછે; અને તેથી કરીને અગરજો તેઓ નાચવાનું શરૂ કરે તો, તેઓને સારી રીતે કરવાને શક્તિવાંન થવું જોઇએ.

નાચની વખતે હાથોની હાલચાલની ઉપર મુખ્ય કરીને ધ્યાંન આપવું જોઇએ, કારણકે એ હાલચાલ ઉપરથી એક માણસ સભ્ય છે કે નહી તે જેટલું માલમ પડેછે તેટલું બીજું કસાથી માલમ પડતું નથી. હાથનાં પોંહોચાની કાંડીમા વળ આવવાથી અથવાતો તે તાઠ થવાથી કોઇબી માણસ બેડોળ તથા અંનાડી દેખાશે. અગરજો એક માણસ કમરથી તે છેક, શરીરના ઉપરના ભાગોનું બરોબર વળણ લેઇને નાચશે, અને નાચતી વખતે પોતાની તોપી બરોબર પેહેડશે, અને પોતાનું માંથું બરોબર હીલવશે તો તે સારી રીતે નાચેછે એમ કેહેવાશે. ઓરડામાં આવતી વખતે અને મંડળીમાં હાજર થતી વખતે પણ તમોને ઘણુંજ ધ્યાંન આપ

વું જોઇએ, કારણ કે એથી પેહેલ વેહેલી જે સારી અસર બીજાઓનાં મન ઉપર થાયછે તે કદિ ખસી જતી નથી. જેઓ પોતે સારી રીતે પેહેલ વેહેલા દેખાવ દીએછે, અને જેઓ કાંઈ પણ મગરૂબી વગર પોતાના દેખાવમાં એક ચોક્ક્સ જાતનો દમાંમ રાખેછે તેઓ એકદંમ સર્વેને ગમતા થઈ પડેછે અને સર્વજણ તેઓને માંન આપેછે.

## દારૂ પીતી વખતે સલામતી લેવા વિશે.

ખાનું ખાતી વખત ઉપરાસાપરી સલામતીઓ ચાહાવાની ચાલ હમણા નિકળી જવા લાગીછે, અને સારી મંડળીઓમાં એ ચાલ નાપસંદ લાગેછે. એક વખત એવો હતો કે જે વખતે સર્વ કોઈ એ ચાલને પસંદ કરતા હતા; પણ હાલનાં વખતની સુધરેલી ચાલચલણો પ્રમાણે એવી સલામતીઓને, અયોગ્ય તથા હલકી વિચારવામાં આવેછે. ઘણું કરીને આએ રીતના ટીકા આપણા પારસી ભાઇબંધોને વધારે લાગુ પડેછે. સફરાની મેજ ઉપર દારૂ પીતી વખતે તથા પી તૈયાર બનવા પછી પારસી લોકોને ઘરપુછડાં વગરની સલામતી ચાહાવાની ઘણીજ કફોડી આદત પડી ગયલી હોયછે. એમ થવાથી એવી મંડળીઓ વિશે સારૂં બોલાતું નથી, એટલુંજ નહી પણ તેઓ વિશે આસપાસનાઓ તથા સમજુ લોકો ઘણુંજ હલકું મત બાંધેછે. ખાણાની વખતે જરૂર વનાની સલામતી લેઇને લોકોને પોતાનું ખાંનું ખાવામાં અટકાવવા, એના કરતાં વધારે જંગલીપણું અને હસવા સરીખું બીજું શું છે? ત્યારે જ્યાંહાં આવી નાદાન સલામતી ચાહાવાનું બંધ થયું હોય ત્યાંહાં તમો તેવી સલામતી ચાહાવાથી પહેરેજ રેહેજો; અને સારી મંડળીઓમાં ઘટતી સલામતી ઘટતે વખતે લીધામાં જો સર્વે જણ સામેલ થાય તોજ, માત્રે તમો પણ તેમાં ભાગ લેજો.

## ખાતરી.

હરએક મંડળીમાં જો કોઈ ગ્રહસ્થ, બિહીવા વગર બે-હોબાથી તથા ગભરાટ વગર પોતા વિષે ખાતરી ભરેલા ભરૂસાથી દાખલ થાયછે, તો વાડઘડીએ તેવા ગ્રહસ્થને વિષે ગેરવાજબી રીતે એવું કેહેવામાં આવેછે કે તે એક બેઅદબ માણસછે. મારી તરફથી એવું બેઅદબપણુંતો હું જોઇ શકતી નથી, પણ એથી ઉલટું હરેક કોઈબી માણુસ જો કોઈબી મંડળીમાં થંડ પેટ અને કાળજી વગર, જાણે કંઈપણ લેવા દેવા નહી હોય તેવી રીતે, પોતે દેખાવ કરેતો, તેથી તેને અતિશય ફાયદો થશે. જ્યાંહાં સુધી એક માણુસ એ માફક કરશે નહી, ત્યાંહાં સુધી મારીતો પકી ખાતરી છે કે કદિબી લોકો તેને વિષે સારૂં મત બાંધશે નહી. જેબી ચીજ કાળજી અને મનમાં ઘભરાટ રાખીને કરવામાં આવેછે તે હમેશ નઠારી રીતે કરવામાં આવેછે, અને જ્યાંહાં સુધી કોઈબી માણુસ દરએક મંડળીમાં તદન શાંતપણાથી અને ફીકર વગર સામેલ નહી થાય ત્યાંહાં સુધી તે એક સારી મંડળીમાં ફરેલોછે એવું કદિબી વિચારમા આવશે નહી, અથવાતો તેની તેવે ઠેકાણે કોઈબી આદરમાનથી ભેટ લેશે નહી. નરમ, ખુશનુમા અને મગરૂબી વગરના દેખાવથી, જો તે છાતી રાખીને, ખાતરી ભરેલા ભરૂસાથી કોઈ જગ્યાએ જવા માગશેતો તેવે ઠેકાણે ગમે એવી અડચણ હોશે તોબી તે સઘળી અડચણો આપોઆપ દુર થશે; પણ ઉઘાડી રીતે બેઅદબપણું દેખડાવીને ખાલી ઘોંગાટ કરવો ને પતરાજી મારવી એ લાયકી અને અકલ વગરના માણુસનું કાંમછે.

## ઉતાવળ કરવી—ઘાઈ ઘાઈ કરવી.

એક સમજુ માણુસ ગમે એવી ઉતાવલમાં હશે તોપણ, તે કદીબી ઘાઈ ઘાઈ કરીને કોઈબી કાંમમાં દોડાદોડ અને ગ-

રબડ ઘભરાટ કીધાથી તેનું કાંમ અગત્ય કરીને નઠારી રીતે થયા વિના રેહેશે નહી. કોઇબી કાંમ શીતાબીથી કરવાને તે કદાચ ઉતાવળમાં હોય; પણ તે હંમેશ એવી સંભાલ રાખશે કે જેથી તેનું કાંમ સારી રીતે કરવામાં તેની ઉતાવળ તેને આડે આવે નહી. થોડી બુદ્ધિ વાળા માણસો ઉપર જ્યારે કોઈ કાંમ તેઓની શક્તિ ઉપરાંત ભારી આવી પડેછે ત્યારે તેઓ ઉતાવળમાં પડી જાયછે; તેઓ હિંયાંથી ત્યાંહાં દોડેછે, તેઓ ગુચવાયછે, ગભરાયછે, અને પોતાના જીવ સાથ ચીરડાયછે; તેઓ દરએક ચીજ એકદંમ કરવા માગેછે, અને એમ ઉતાવળ કરવા જતાં, ખરૂં પુછાવેતો, તે ચીજ જરા પણ કરતો નથી. પણ પાકી બુદ્ધિવાળું માણસ જે ચીજ કરવા માગેછે, તે ચીજ સારી રીતે કરવા માટે ધીરજ રાખીને ઘટતો વખત લેછે; અને અગરજો તે ઉતાવળ કરેછે તો તે એટલાજ કારણ માટે કે પોતાનું ધારેલું કાંમ સારી રીતે સરંનજાંમ પુગે, જેને વાસ્તે તે સાવધપણું રાખીને, તહેરેવાર યુક્તિઓ ખરેખાત કાંમમાં લાવેછે; થંડે પેટે તે તેની પછવાડે ચુસ્ત રીતે વળગેછે; અને તે પુરૂં કરે તેની આગમજ કદિબી બીજું કાંમ હાથમાં લેતો નથી.

## હસવા વિશે.

વાડઘડીએ અને મોટેથી હસવું એ બેવકુફી અને ખરાબ આદતની મુખ્ય નીશાન છે; એ એક એવી રીતછે, કે જેથી હલકા લોકો નાદાનીઅત ભરેલી બાબતો ઉપર વાડઘડીએ અને મોહોટેથી હસીને, ચીબાવલાપણાથી મોજ મેળવેછે; અને એવી રીતના હસવાને તેઓ ખુશ ગણેછે. વિચારવાળા માણસોના મનમાં એવી રીતે બીજા સાંભળે તેમ હસવું, એ જેવું છાલકું તથા બેઅદબ બીજું કાંઇજ નથી. ગમે એવો એક સારો હાજર જવાબ અથવા ઉંચે દરજ્જેની

ચતુરાઈ, એ આજસુધી, કોઈબી માણસને મોટે સાદે હસાવી શક્યાં નથી; તેઓની મતલબ વધારે ઉંદી હોયછે; તેઓ મંનને ખુશ કરેછે અને ચેહેડાને હસમુખો દેખાવ આપેછે. પણ એથી ઉલટું જે મોટે સાદે હસાહસ હમેશ થાયછે, તેતો માત્ર નીચ મશકેરીઓથી અથવા બેવકુફી ભરેલા બનાવોથી થાયછે, અને નહી કે એક ખરો હાજર જવાબ વાલવાથી; અને અકલમંદ તથા સારી તરબીયતવાળાં માણસોને એવી રીતની હસાહસથી પોતાને વેગલું રેહીને, એક ઘણોજ સરસ દેખાવ કરવો જોઇએ. પોતાની પછવાડે ખુરસી છે એવા વિચારમાં જો કોઈ માણસ બેસવા જાય, અને એવી ખુરસી નહી હોવાને લીધે, અગરજો, તે પડી જાય, અને પોતાની કમરને નુકસાન કરે, તો આખી મંડળીમાં હસાહસ થાયછે, તો જો કે ખરૂં પુછાવેતો એમાં હસવા જેવું કાંઇજ નથી; અને એથી ઉલટું અજબ જેવું એ છે કે દુનીયામાં સર્વેથી સરસ હાજર જવાબ અથવા ચતુરાઈ એવોમાંના કોઇને હસાવી સકશે નહી; એટલા ઉપરથી સાફ સાબેત થાયછે કે હસાહસ એ એક કેવી નીચ અને નાલાયક ચીજ છે; તે સાથે જે ઘોંગાટ તે મચાવી મુકેછે અને હસતી વખતે સઘળાઓનો જે ધ્રુજરી છુટે એવો બદશીકલ ચેહેડો કરેછે, તેતો જણાવાની અગત્ય નથી.

ઘણાએક લોકોને પેહેલથીજ પોતાની અનાડી ચાલથી, બોલતી વખતે, એક ઘણીજ નઠારી, નાંપસંદ અને ચીબાવલી રીતે હસવાની તેવ પડી ગઈ હોયછે; અને આપણે ઘણાએક સારી કેળવણીવાળા માણસોનેબી જોઇએ છિયે કે જેઓ હસવા વિના સર્વથી સાધારણ ચીજ પણ પોતે બોલી શકતા નથી, જેથી કરીને જેઓ એવા કેળવાએલા પુરૂષોને પેહેલથી ઓળખતા નહી હોય, તેઓ એવા લોકોને પેહેલવેહેલતો ખુદરતી બેવકુફ દાખલ ગણેછે.

## કાગજ લખવા વિશે.

કાગજ પત્ર સારી રીતે લખવાં એ સર્વથી અગત્યનું છે, કારણ કે એ એક એવી બુદ્ધિછે કે જેનો ખપ નીતરોજ કામકાજમા તથા મોજમજાહની બાબતમાં પડેછે; અને શુદ્ધ જોડણીમાં અથવા લખવાની ઢપમાં, જો, ભુલચુકો પડતો તે ઓરતો વગર કોઇને પણ માફ થઇ શકાએ નહી; એટલુંજ નહી પણ એવી ભુલ ચુકો ઓરતોને પણ કઠણાઇથી માફ થઇ શકે. સારાં લખાંણના સર્વથી સરસ નમુના દાખલ, સીસેરોના પત્રોને ગણવાં જોઇએ.

કાગજ પત્રો સેહેલ અને સમજ પડે એવી રીતે લખવાં જોઇએ; અને જેઓ ઉપર આપણે તે મોકલ્યે, તેઓ જાણે આપણી નજદીક ઉભાં હોય અને આપણને તેઓ સાંભળતાં હોય એવી રીતે આપણા વિચારો તે કાગજમા લખવા જોઇએ.

સર્વથી સરસ કાગજ પત્રના નમુના દાખલ આપણને સીસેરો, કારદીનલ ડી ઓસાત, મેડમ સેવીને અને કૌંટ બુશી રેબુતીન, એટલાઓના ગણવા જોઇએ. સીસેરોએ જે કાગજો એતીકસ નામના શખ્સ ઉપર અને પોતાના મીલનસાર દોસ્તો ઉપર લખ્યાંછે, તે કાગજ પત્રો મીલનસારી અને મિત્રાચારીની બાબતમાં સર્વથી સરસ દાખલાછે. કારદીનલ ડી ઓસાતના કાગજોની સાદાઇ અને સફાઇ, કાંમકાજના કાગજો કેવી રીતે લખવાં તે બતાવેછે. આનંદી આપનાર અને રમુજી પત્રોમાં, કૌંટ બુશી અને મેદમ સેવીનેના જેવાં બીજાં કોઇના નથી. તેઓ એવાંતો સ્વભાવિક રીતે લખાએલાં છે કે જાણે હાજર જવાબવાળાં બે માણસો આમન સાંમન વાત કરતાં હોય, અને નહી કે લખેલાં કાગજો જેવાં લાગેછે.

કાગજ વાળવા, તેની ઉપર મોહોર કરવા, અને ચોકસ જગ્યા ઉપર મોકળતી વખતે સફાઈ રાખવી, એ સઘળું કોઈબી પ્રકારે ભુલવું નહી. એક પત્રનો, જો બાહેરનો દેખાવ સારો હોયછે, યા નરસો હોયછે, તો વાંચવા આગમજ, તે વાંચનાર ધણીને ખુશ અથવા નાખુશ કરેછે અને તેથી કરીને એ નજીવી બાબદ ઉપરબી દરએક માણસને સંભાલ લેવી ઘટેછે.

## બીજના નામો વિશે.

દુનીયાની અંદર એક જુવાન માણસ પોતાનો પેહેલવેહેલો દેખાવ કરે, તે વખતે હસવામા તે ચીરડાએ, એવી રીતે તેને કંઈ રીતનું નામ આપવાથી જેટલું તેને બિહીવું જોઇએ, તેટલું બિહીવાનું તેને બીજી કોઈ ચીજથી છે નહી અને તેથી કરીને, આવી ઠઠ્ઠા મશકેરી તેની કોઈ કરે નહી એ વિશેની સંભાલ લેવા કરતાં, તે પોતેજ બીજાની મશકેરી નહીજ કરે, તેની તેને વધારે સંભાલ લેવી જોઇએ. એવી રીતની સંભાલ લેવાથી કોઇબી શખસ તેને કંઇબી તરેહની મશકેરીમાં નામ આપવાને હિમત કરશે નહી. સર્વથી અકલમંદ માણસોના વિચારમાબી તે આવી રીતના ચીઢના નામથી હલકો પડશે અને જેઓ અકલમંદ નહી હોશે તેઓની નજરમાંતો તે હલકો પડશે એટલુંજ નહી પણ, તેની બધી રીતે ખરાબી થયલી સમજાશે. આવી રીતે ઠઠ્ઠા મશકેરીમાં અલકાબ મળવાથી, ઘણાએક માણસોને અતીઘણું નુકસાન થાયછે અને તેઓનું સઘળું બજાવેલું ધુળમાં મલી જાયછે. સારી તરબીયતવાળા માણસોના મોહોડાંમાંથી જે આએ રીતના ચીઢના નામો નિકળેછે, તેના કારણો ઘણું કરીને સામેના ધણીની ચાલચલણ, બોલવાની ઢપ, અને દેખાવમાં સેજસાજ ખાંમીઓને લીધે હોયછે. લંગડ મીયાં,

કાંના માસતર, ઠીગણી બળા, દબરે ખાંન એવી રીતના ચીઢ ચહડ એવા બોલોમાં, જો કે કાંઈ દંમ નથી તોબી એવા બોલોથી જો કોઈ તમોને બોલાવે, તો તમે ધારો તેના કરતાં વધારે નુકસાંન તમોને થાશે. તેથી કરીને તમારામાં નાના પ્રકારની જેબી કાંઈ ખોડ ખાપણ હોય તે સુધારવાની કોશિસ કરો અને પછી તમો આવી રીતની મશકેરીને, તુચ્છકારથી ગણવાને શકિતવાન થશો.

## ભાષા બોલતી વખતે શબ્દોનો ઉચ્ચાર.

કાનને ખુશ લાગે એવા ઉચ્ચાર કરવાને વાસ્તે, કોઈ દોસ્તની આગળ રોજ મોટેથી વાંચો, અને તેને અરજ કરો કે જ્યારેબી તમો ઘણું જલદીથી વાંચો, અથવા તાંપ, બરોબર કાયદાસર ધ્યાંનમાં રાખીને વાંચતી વખતે દંમ આવા ઘટતો હોય ત્યાંહાં દંમ ખાઈને નહી વાંચતા હોવો, અથવા શબ્દો ઉપર મેલાતો જોર ખોટી રીતે મુકો, યાતો, તગો તમારા બોલો કોઈ નહી સાંભળે એવી રીતે જો બોલતા હોવો તો, તરત તમુને એમ કરતાં અટકાવે અને તમારી ચુક સુધારે. જોઇએતો તમો પોતેજ એખલા મોટેથી વાંચો, અને તમારા કાંનમાં તમારો ઉચ્ચાર બરોબર બંધ બેસે એવી રીતે તમારા આવાજનું સુર મેળવો. જ્યારે તમો બોલો અથવા વાંચો, તારે તમારા દાંત હુંઘાડવાની સંભાલ લેવો અને દરએક બોલનો સાફ રીતે સમજાએ તેમ ઉચ્ચાર કરો; પણ હરેક બોલનો છેલ્લા અક્ષરનો તો, અવાજ બરોબર કાહડયા વગર એ માફક તમો કરી શકશો નહી. પણ સર્વથી અગત્યનુંતો એ છે કે જેવી બાબત હોય તેને યોગ્ય થતો ચડ ઉતરનો આવાજ કાહાડવાને શિખો, અને સઘળો વખત એકજ રીતનો અવાજ કહાડવાનું છોડી દો.

આવી બાબતો ઉપર દરરોજ ધ્યાન આપ્યાથી, થોડા વખતમાં તમોને એ સઘળું સેહેલ થાઈ પડશે, અને તેમ કરવાની તમોને ટેવ પણ પડી જશે.

વળી, બોલવાનો આવાજ અને રીતીને પણ ભુલવી નહી જોઇએ. કેટલાએક લોકો જ્યારે તેઓ બોલેછે, ત્યારે તેઓનું મ્હોડું ઘણું ખરૂં બંધ કરેછે, અને એવી રીતે બબડેછે કે કોઈ તેઓને સમજી શકતું નથી; બીજાઓ એવાતો જલદીથી બોલી જાયછે, અને બોલતી વખતે થુક ઉરાડેછે કે જેથી તેઓનું પણ બોલેલું સમજ પડતું નથી. કેટલાએક લોકો એવાતો હમેશ મોતેથી બોલેછે, કે, જાણે તેઓ બેહેરા માણસોની સાથે વાત કરતા હોય; અને બીજાઓ એટલાતો આસતેથી બોલેછે કે કોઈ તેઓને સાંભળી શકતું નથી. આએ સઘળી ટેવો ઘણીજ કઢંગી અને નાપસંદ હોયછે, અને તેઓને ધ્યાનથી છોડવી જોઇએ. સાધારણ લોકો, કે જેઓની કેળવણી વિશે બરોબર ધ્યાન આપવામાં આવ્યું નહી હોય, તેવા લોકોમાં ઉપલી બએલી ટેવો ઘણીજ સાધારણ હોયછે, જેથી એવી હલકી કીસમવાળી કેળવણીના માણસો પરખાઈ આવેછે. તમો વિચારી નહી શકશો કે આવી રીતની નાનાપ્રકારની ચીજો ઉપર ધ્યાંન આપવું એ કેવું અગત્યનુંછે; કાંએકે આપણે ઘણા લોકોને જોએલા છે કે જેઓ ઘણી સરસ મનશક્તિ અને બુદ્ધિ સાથે, આવા નજીવા ગુણો ધરાવનાર હોવાને લીધે મંડળીઓમાં અને જાહેર સભાઓમાં પોતાનો દેખાવ સારો કરતા નથી; અને એથી ઉલટું બીજાઓ જો કે ઘણું શિખેલા નથી, તોપણ તેઓમાં આવા નાનાપ્રકારના ગુણો હોવાથી, હંમેસ પ્રકાશી નિકળેછે અને તેઓની વાખવાખી થાયછે.

## જોડણી કરવી.

શબ્દોની સારી રીતે જોડણી કરવી, એ, એક શિખેલા માણસને અથવા એક ગ્રહસ્થને વાસ્તે ખામુખા એટલું તો અગત્યનું છે કે, એકબી શબ્દની ખોટી જોડણી કરયાથી તેની બાકીની જીંદગી સુધી તેની હસી થયા કરેછે. સં- ભાળથી વાંચવાની ટેવ પાડશોતો ખોટી જોડણી કરવાથી તમો કેટલીએક રીતે બચશો; કાંએકે વખતની ચાલુ જોડણી પ્રમા- ણે, ચોપડીઓમાં ઘણું કરીને બરોબર જોડણી કીધેલી હોયછે. કોઈ કોઈ વખત ખરેખર જૂદા જૂદા લખનારાઓ જૂદી જૂદી રીતે જોડણી કરેછે. પણ આવા દાખલાઓ કદાચજ બનેછે; પણ જ્યાંહાં એકુ બોલની જોડણી એકજ રીતે થતી હોય, તેની જોડણી જો તમો ખોટી રીતે કરો તો ખચીત ત- મારી હસી થશે. એટલુંજ નહી પણ એક સાધારણ કેળવણી- વાળી ઓરત ઉપર જો તેનો ધણી ખરાબ જોડણી કીધેલું પત્ર મોકલેતો તે તેને હસશે અને ધિક્કારયા વિના રેહેશે નહી.

## ઈબારત.

ઇબારત એ આપણા વિચારોનો પોશાકછે; અને તે વિચારો ગમે એવાબી વાજબી હોય તોબી, અગરજો ત- મારી ઇબારત છેકજ સાદી, અસભ્ય અને તોછડી હોયતો, જે પ્રમાણે તમારા બદનનો બાંધો ગમે એવી સારી રીતે બ- નેલો હોય, તોબી તમો તેવા બદનને જો તમો ચાથડાંથી ધુળથી અને મેળાં કપડાંથી ઢાંક્યું હોય, તો તે જેવું લોકોને નાપસંદ લાગેછે, તેજ પ્રમાંણે તમારા વિચારો આવી રીતે બોલવાથી તમુને ઘેરફાયદો કરશે અને લોકોને પસંદ પડશે નહી. બધા માણસો કાંઈ ભીતરની ખરી બાબતની પી- છાણ કરી શકતા નથી, પણ દરએક કાંનતો તમારી ઇબારત થોડી ઘણી સાંભળી શકેછે અને તે વિશે મત બાંધેછે.

તમે ગમે એવી ભાષામાં બોલો યા લખો તો તેની ઢબ અથવા રૂઠી ઉપર ધ્યાંન આપો: શુદ્ધ રીતે અને સફાઇથી લખવાની ટેવ અભ્યાસ કરો. સર્વથી બોલી વાતચીતમાં અને સર્વથી સાધારણ પત્રો લખતી વખતેબી તમારી ભાષાની ઢબ ઉપર વિચાર કરો. એક ચીજ બોલ્યાની જો કે, આગમજ નહી તોપણ પછી વિચાર કરો, કે તમો તેજ ચીજ વધારે સારી રીતે બોલી શકતે કે નહી.

## લખવું.

દરએક માણસ, અગરજો તે પોતાની આંખોનો, અને પોતાના જમના હાથનો ઉપયોગ કરેછે, તો તેની મરજી પડે એવા અક્ષરો લખી શકેછે. એક નિશાળ્યાના ઉતાવળમાં ચીથડાં જેવા લખેલા ખરદાના જેવું અસભ્ય બીજું કાંઇ નથી. હું તમોને નિશાળનાં શિક્ષકની માફક કડણ હાથે અને કાયદાસર લખવા નથી કેહેતી, પણ સભ્યતાથી વંચાએ એવી રીતે અને છુટથી લખવાની, અને જલદીથી લખવા શક્તિવાન થવાને ભલાંમણ કરૂંછું. તમારૂં લખાંણ શુદ્ધ અને સફાઈ ભરેલું થાય એટલા માટે પેહેલે વ્યાકરણ ઉપર ધ્યાંન આપ્યાથી તે શુદ્ધ થશે, અને પછી સર્વથી સરસ ગ્રંથકારોના લખાંણો વાંચ્યાથી, તે સફાઇદાર અને રસીલું થશે. કાગજ પત્રનો વેહેવાર સેહેલ ઇબારતમાં અને સમજ પડે એવી રીતે કરવો જોઇએ. અને જેની ઉપર આપણે કાગજ પત્ર મોકલ્યું હોય તે જાણે આપણી પાસે ઉભો રેહીને સાંભળતો હોય એવી રીતે તેની બાબત જણાવવી.

## તોછડાઈથી બોલવાની લઢણ.

હરએક ભાષામાં બોલતી વખતે તોરછડાઈ વાપડવી, એ એક ખરાબ મંડળી અને ખરાબ કેળવણીની મુખ્ય નીશાનછે. કેહેવતોની ભાષા અને ચુંથાઈ ચવાઈ ગયલી

વાતો, એ હલકાં માણસોના મોહોડામાં ઘણાજ સરસ અલં-
કાર શાસ્ત્ર ગણાયછે. તેઓ કેહેશે કે જુદાં જુદાં માણ-
સોને જૂદી જૂદી જાતનું બોલવાનું પસંદ પડેછે. તેઓ
પોતાના હાવા હેમકાઈ ભરેલા મતને, પેલી જુની કુચ્યા
જેવી કેહેવત કે જે તેઓને મનસે ઘણી સારી લાગેછે, તે
કેહેવતથી ટેકો તથા સંનગાર આપેછે, જેમકે "એક જણની
દાહાડી બળે ને બીજા જણનું તાપનું થાય." અગરજો કો-
ઈની સાથે વાત તીખાસપર આવી જાયછે તો તેઓ તરત
એક બીજાને પેસ આવેછે. એક ઘણી ચટકો લાગે તેવું પણ
સભ્યતાથી બીજાને કાંઈ બોલેછે, તો તરત તેના બદલામા
તે, પેલાને ગાળો દેછે, અને પોતે મોટી વડાઈથી એવું,
સમજેછે કે તે જેવાની સાથે તેવો થયો. આવી વખતે બો-
લવામાં તેની પાસે કોઈને કોઈ એક માનીતો બોલ હોયછે,
કે જે તે વારેઘડીએ વાપરેછે, જેમકે "ભલાં માણસને ના કહયું
પણ સમજતો નહી, એ ભલાં માણસને શું થયું કયારે સુધરશે."
એવી રીતના એકના એક બોલો તેઓ વારેઘડીએ બોલ્યા
કરેછે. તેઓ શીનગાર દાખલ કોઇ વખત કઠણ શબ્દો
વાપરવાનું ડોળ ઘાલેછે, પણ એમ કીધામાં તેનાથી જે આડું
અવડું કાચું હમેશ કપાઇ જાયછે, તેનું તેને ભાંણ રેહેતું
નથી. એક દરજાવાળું અને દુનીયાઇ રેવાજ પ્રમાણે
ચાલનાર માણસ એવી રીતની હલકી કેહેવત, કાહાણીઓ
તથા નીચ બોલોનો કદિ ઉપયોગ કરતો નથી; કદિ પણ પો-
તાના માનીતા બોલો અને કઠણ બોલો તે વાપરતો નથી;
પણ હમેશ ઘણુંજ શુદ્ધ રીતે અને વ્યાકરણના ધારા પ્રમાણે
બોલવાની મોટી સંભાળ રાખેછે, અને તે સાથે દરએક બો-
લના ઉચ્ચાર બરોબર કરેછે; એટલે કે સર્વથી સારી મંડ-
ળીના રેવાજ પ્રમાણે.

## નાનાપ્રકારની તરેહવાર કફોડી આડતોની સામે ચેતવણી.

આપણા મનમાં ધીમા અવાજથી મંત્રમાળાની પેઠે ભણભણતો અવાજ કાહાડવો, આપણા આંગળાંઓથી ટકોરા મારીને પડઘમના જેવો અવાજ કાહાડવો, આપણા પગો હીલવીને ઠોકોઠોક કરવી, અને એવીજ રીતની બીજી કઢંગી ચાલો ચલાવવી, એ સઘળું કીધા ઉપરથી એવું માલમ પડેછે, કે આપણે સારી રીતીઓની દરકાર ન કરતાં આપણ તે રીતીઓને તોડીએ છિયે અને આસપાસ ઉભેલા માણસોને જાણે આપણ ધિક્કારતા હોઇએ એવું દેખાયછે, એટલા વાસ્તે એવી ચાલ આપણને ચલાવવી જોઇએ નહી.

ઘણું જલદી ખાધાથી, અથવા ઘણું આસતે ખાધાથી આપણી ચાલ અનાડી માલમ પડેછે; ઘણું જલદી ખાવાથી જાણે આપણને ખાવાનું બરોબર મળતું નહી હોય, તેમ આપણી ગરીબી હાલત જણાયછે; જો કેથે બાહેર જાવો, ત્યાં જો તમો આસતે આસતે ખાવોતો એવું દીસેછે કે તમો તમારાં ખાનાથી કંટાળી ગયાછો; અને અગરજો તમો એમ ઘરમાં ખાવોતો એવું માલમ પડેછે કે જે ચીજ તમુને ખાવાને ભાવતી નથી, તે તમો તમારા દોસ્તોને તોછડાઇથી આપોછો. રકાબીની અંદરથી સેરવો પીતી વખતે, તમે તમારૂં નાક તેમાં બોડો એ પણ નીચું લાગેછે, એજ પ્રમાણે કાંટાની અંદર ગોસ્તનો કટકો પકડીને તમારા મોહોડામાં મેલવા અગાઉ તમો તે સુંગી જુવો, એ પણ ઘણું ગોજું લાગેછે. અગરજો, રકાબીમા જે તમારે વાસ્તે મુકેલું હોય, તે તમોને પસંદ નહી પડે તો, તે રેહેવા દયો; પણ કદિબી સુંઘીને અથવા તેની તપાસ કરીને એવો દેખાવ ના કરો કે જેથી તમારા દોસ્તના મંનમાં ખરાબ ખોરાક મુકયો એવું માઠું લાગે.

ભોંય ઉપર અથવા ગાલીચા ઉપર થુકવું એ પણ એક ઘણીજ નજીસ ટેવછે, અને જો એ ટેવ સાધારણ રીતે ચાલુ રહી તો, જે પ્રમાણે આપણે ટેબલપર પાથરવાના કટકા તેબલકલોઠ વારેઘડીએ બદલીએ છિયે તેમ ગલીચો પણ વાડેઘડીએ બદલવાની અગત્ય પડે; અને એ ઉપરાંત સરસ અને ઉંચા સરસામન આપણા વાપડવામાં નથી આયો એવું કોઈ ધારે તેતો જુદું: જોકે કોઈ બીજાં કારણને માટે નહી તો એટલાજ કારણને માટે એક સારી કેળવણી-વાળા માણસને આવી ટેવ છોડવી જોઇએ.

આએ બાબદ સમાપ્ત કરતી વખતે એટલું કહેવાની અગત્યછે, કે રસ્તામાં ઘણું જલદીથી કદિ ચાલતાના, કારણ કે એ એક નીચપણાની નીશાનછે, અને તે એક ગ્ર-હસ્થ માણસને અને દુનીયાઈ રવૈયા પ્રમાણે ચાલનારને છાજતી નથી, તો જોકે એક ધંધાદારી એમ કરે તો ચાલે.

કોઈ માણસને તમે મળો, તે વખતે તેના ચેહેરા તરફ તાંકી તાંકીને જોયા કરોતો તે પણ હલકી કેળવણીનું એક કાંમ છે; તમારા આવી રીતે જોયાથી, અગાઉથી એમ મા-લમ પડેછે કે જાણે તમો તેના દેખાવમાં કાંઈ પણ અજાએબ જેવી ચીજ જોઈ હશે, અને તેથી કરીને, તે ઠપકો આ-પવા જોગ છે.

વળી તમો પોતે સઘળી રીતની કફોડી આદત અને ચાળાથી દુરથી રેહેજો; જેમકે ઘસા પારવાથી, મોહોડાંમાં, કાંનમાં, નાખમાં આંગલાં ઓસવાથી, જીભ બાહેર કહાડવા-થી, ટચકારી ફોડવાથી, નખ કડવાથી, હાથ ઘસવાથી, મો-હોટેથી અવાચી તથા અટકાર ખાવાથી તથા નિસાસો મા-રવાથી, જાણે તમોને તાહાડ વાગતી હોય એવો ખોટો દે-ખાવ કરવાથી, અને એ પ્રમાણે કેટલીક ચીજ મેં જે આ-

ગળ કહેલીછે, તે કરવાથી દુર રહો; એ સઘળું સાધારણ લોકોની રીતભાતની નકલછે, અને ગ્રહસ્થ આદમીને નીચો પાડે એવીછે.

---

## દુનીયાની માહિતગારી.

જ્યારે આપણે જુવાન હોઇએ, ત્યારે વિદ્યાનો એક મોટો જથો આપણને એકઠો કરવો જોઇએ; કાંએકે, જોકે જુવાનીના ઉડાઉ વખતમાં તેનો ઉપયોગ કરવાને વાસતે આપણને કદાચ કારણ નહી પડે તોબી એક વખત એવો આવશે કે જ્યારે આપણું રક્ષણ કરવાને વાસ્તે આપણને તેની અગત્ય પડશે.

### દુનીયાની માહિતગારી કેમ મેળવવી તે વિશે.

દુનીયાંની માહિતગારી માત્ર દુનીયાંની અંદરજ મેળવી શકાયછે, અને નહી કે એક ઓરડામાં. એખલી ચોપડીઓ તમોને તે શિખવી શકશે નહી; પણ તોબી કેટલીએક ધ્યાનમાં લેવાજોગ ચીજોનું અવલોકન કરવામાં તમોને મદદ કરશે, પણ જો એવી રીતની મદદ તમો ચોપડીઓની નહી લેવો તો તે ચીજો તમારી નજરમાંથી ચુકી જશે; અને માણસજાતની ઉપર જે અવલોકન તમોએ પોતે ખુદ કીધું હોય, તે ચોપડીઓની અંદરથી જે તપાસ તથા માહિતગારી તમોને મળી હોય તેની સાથે સરખાવવાથી ખરી બીના શું છે તે મુકરર કરવાને તમોને બની આવશે.

જેટલું ધ્યાંન અને મેહેનત, ચોપડીઓ શિખવા માટે આપવાનું અગત્યનુંછે, તેટલુંજ બલકે તેના કરતાં વધારે અક્કલ અને હુશિયારીની મનુષ્ય જાતિને બરોબર પીછાન કરવા માટે લેવી જોઇએછે. કેટલાએક ઉમરે પુગેલા લોકો એવા હોયછે, કે જેઓએ જોકે પોતાની આખી જીંદગી દુનીયા-

માં ગુજારેલી હોયછે, તોબી તે જીંદગી એવાં તો બેધ્યાંનથી તથા બેમગજ અથવા હલકાં મગજથી ગુજારી હોયછે કે તેઓ પોતાના પંદરમે વરસે જેટલું જાણતા હતા તેના કરતાં પુરતી ઉમરે તેઓ કંઈજ વધારે જાણતા નથી. તેથી કરીને મનમા એવો ફાંકો ના રાખતા કે તમોને આવી રીતની વિદ્યા, આલસુ લોકોની મંડળીઓમાં ચાલતા ગપાસપામા સામેલ થયાથી આવડશે. નહી; તમોને એના કરતાં ઘણુંજ વધારે ઉંડુ જવું જોઈએ. જે માફક તમો લોકોની તરફ તેઓના ચેહેરા જોવો તેજ પ્રમાણે ઉંડાં મગજથી તેઓનું ભીતર જોવાની કોશિસ કરો. એટલા સારૂ જેઓ સાથે તમો વાતચીત કરો તેઓની સઘળાની ચાલચલણ અતીઘણી સંભાલથી તપાશો; તેઓના કુઅતમંદ જુસાઓ, તેઓની ચાલુ નબલાઈઓ, તેઓના ઢાળા ભુંડા દમામ, તેઓની બેવકુફીઓ, અને તેઓના સ્વભાવો શોધવાને તજવીજ કરો; અને મનુષ્ય જાતના વર્ત્તણુકને લગતા સઘળા ખરા અને ખોટા, ડહાપણ વાળા અને બેવકુફી ભરેલા એવા તે શું શું મુળોછે, કે જેથી આપણ અક્કલવાળા પ્રાણીઓ થઈને ઘણી વખત બેઢંગ તથા બેવકુફ બની જઈએ છિયે, તે સઘળું શોધવાની કોશિસ કરો.

## કોઈને વિશે કદિબી ધિક્કાર બતાવતા ના.

એવાં તો છેકજ હલકી કાસમના તથા કમતરીન માણસો કોઈજ નહી હોશે, કે જેઓ કોઈ પણ વખતે અથવા કોઈ પણ ચીજમાં તમોને કાંમના થઈ પડવાને માટે તેઓને લાગ નહી ફાવે અથવા તેઓમાં તાકાત નહી હોય; પણ તમોએ જો તેઓને એક વખત ધિક્કાર બતાવ્યો હોયતો કદિબી તમને તેઓ મદદ કરશે નહી. તમો જો કોઇને દુઃખ દેવો તો તે વારેઘડીએ માફ થઈ શકેછે; પણ તમો જો ધિ-

ક્કાર બતાવો તો, તે કદિબી માફ નહી થઈ શકે. આવી રીતના આપણુને કોઇએ બતાવેલાધિક્કારને, આપણા મનની મગરૂબી સદા યાદ રાખેછે. તેથી કરીને, તમારો ધિક્કાર ગમેએવો વાજબી હોય તોબી, તમો જો કોઇનેબી તમારો કરડો દુશ્મન નહી કરવા માગતા હોવોતો, તો તમારા ધિક્કારને છુપાવાની કોશિસ કરો. માણુસો વારેઘડીએ પોતાના ગુનાહ તથા કરતુક જાહેરમાં આવવામાં જેટલા નાખુશ હોયછે, તેના કરતાં વધારે નાખુશ તેઓ પોતાનું કમજોર, ઓડ, યા કસુર જાહેર પડવામાં હોયછે; અને જો એક માણુસને તમો સાફ એમ કેહો કે તમો તેને એક લુચ્ચું માણુસ ધારોછો તો તેથી તે જેટલો તમુને ધિક્કારશે, તેના કરતાં તમો જો એવો એસારો કરો કે તમો તેને બેવકુફ, જંગલી, નીચ કેળવણીવાળો અને અનાડી ધારોછો, તો તેથી તે તમોને વધારે અને વધારે લાંબો વખત સુધી ધિક્કારશે.

### કોઈબી માણસ તમારેથી દરજ્જામાં હલકુંછે એવું તેને કદીબી લાગવા દેતા ના.

કોઈ માણસને તેનું પાણી ઉતાર થાય એવી રીતે, વિદ્યામા, ઓહદામાં અને નસીબ ઇત્યાદીમાં હલકુ પાડવાની કોશિસ કરવી, એના જેવું વધારે અપમાન ભરેલું બીજું કાંઈ નથી. તેની વિદ્યા વિશે, જો તમો કાંઇબી બોલોતો તે ઉપરથી એવું જણાયછે કે તમો નઠારી કેળવણીવાળા અને ખરાબ ખવાસના છો; અને જો ઓહદા અને નસીબને લગતી બાબતમાં તમો જો તેને હલકો પાડોતો તે ગેરવાજબી કેહેવાય, કાંએકે એ કાંઈ તેનાં અખત્યારમાં નથી. સારી કેળવણી અને સારા ખવાસથી આપણુને, બીજા લોકોને પાણી ઉતાર કરવા અને તોડી પાડવાને બદલે, તેઓને આપણી બરોબર દરજ્જામાં ચઢાવવાને વાસ્તે આપણું મંન

થાયછે, એ વતરોગે તે આપણા દુશ્મન કરવાને બદલે ઘણા દોસ્તો કરેછે. કોઇને ખુશી રાખવા માટે સદા ધ્યાંન દેવું, એ ખુશી કરવાની હીકમતમાં એક સર્વથી અગત્યની ચીજછે. જેઓને તે બતાવ્યામાં આવેછે તેઓની જાતી અભીમાનીને તે તારપર ચડાવેછે. વધારે કાંમની તથા અગત્યની ચીજો જેટલી આપણને દિલપસંદ લાગેછે, તથા જેથી આપણ બીજાઓને ઘણા મોહિત થઈ પડયે છિયે, તેના કરતાં પણ વધારે ગમતા આપણ બીજાઓને આવી ટેવ રાખવાથી થઇએ છિયે. દરએક માણસને કોઇબી પ્રકારે જીંદગીની સંસારરૂપી ફરજો બજાલાવવાની ફરજ પડેછે; પણ આવી રીતનું ધ્યાંન આપવું, એતો આપખુશીનું કાંમ છે, કે જે સારી તરબીયત અને સારા ખવાસવાળા માણસના દિલમાંથી પોતાની મેળે નિકળેછે; અને જેઓને ખુશી રાખવા માટે આપણ આવી રીતનું જે ધ્યાંન આપ્યે છિયે, તેની તેઓ કદર બુજેછે, તે તેઓ યાદ રાખેછે, અને પાછો તેના બદલામાં, તેઓબી આપણને ખુશીજ કરવાની મકસદ રાખેછે, અને સારો બદલો વાળેછે. ખાસ કરીને ઓરત જાતને ખુશી રાખવા માટે આવી રીતે ધ્યાંન આપવું, એ આપણી ફરજછે; અને એ બાબતમાં કાંઇ પણ કસુર કરવી તો તે સરીઆન નઠારી કેળવણી કેહેવાય.

## લોકોની નબળાઈઓ અને કમીનાપણું કદિબી ઉંઘાડાં પાડતાં ના.

જુવાંન માણસોના દિલમા બીજાઓની નબળાઈ તથા કમીનાપણું વારેઘડીએ ઉંઘાડું પાડવા માટે, જે હોંશ અથવા લાલચ હોયછે, અને જે માત્ર મંડળીનું ધ્યાંન બીજી ગમ ફેરવવાને ખાતર અથવા તો પોતાની મોટાઈ જણાવવાને ખાતર હોયછે, તે લાલચને આપણને કદિબી વસ થવું

નહી જોઇએ. એમ કીધાથી તરત વેળા તો આપણી તરફથી તે લોકો સામમેનાને હસશે તો ખરા; પણ તેથી હમેશ સુધી આપણ આપણી સામમે દુશ્મનો ઉભા કરશું; અને વળી જે લોકો આપણી સાથે હસવા લાગેછે, તેઓ બીજો વિચાર કરેછે તો, તેઓબી આપણને ધિક્કારેછે તથા આપણથી બિહેછે. એવી હોંશ નઠારા ખવાસની હોયછે; અને એક સારા ખવાસનું માણસ બીજાઓની નબળાઇઓ અને કમનસીબને ઉંઘાડી પાડવા કરતાં તેને છુપુ રાખવા વધારે ઇચ્છેછે. અગરજો આપણી પાસે ચતુરાઇ અથવા હાજર જવાબ હોય, તો તે કોઇને ખુશી કરવા માટે વાપડવું જોઇએ, પણ નહી કે કોઇને દુઃખ દેવાને વાસ્તે. જે માફક સૂર્ય મધ્યમ કટિબંધમાં આપણને બાળ્યા વગર બારાજી નિકળેછે, તેમજ આપણબી બોલવા ચાલવામા મધ્યમપણું રાખવાથી કોઇનેબી દુઃખ દીધા વગર બીરાજી નિકળશું.

## સ્વભાવ અને ચેહેડાનો મુસ્તકીન રીતે અમલ કરવા વિશે.

દુનીયાના રસ્તામા ઘણીએક નિરઅપરાધી હીકમતો અગત્યની હોયછે. અને જે ધણી સર્વથી પેહેલે તે અમળમા લાવેછે તે સર્વેને સર્વથી ઘણો ખુશી કરેછે, અને સર્વથી જલદી વધેછે. જુવાનીના વખતના તોર અને ચાલાકીને લીધે આએ હીકમતોને આપણ નકામી સમજીને વીસરી જઇએ છિયે, અથવા તો કંટાલા ભરેલી સમજીને તેઓને બાતલ કરીએ છિયે; પણ જ્યારે ઘણુંકરીને મોડું થાયછે, ત્યારેજ દુનીયામા પછવાડેથી મળેલી અજમાયસ અને વિદ્યા આપણને તેઓના અગત્યપણા વિશે યાદ દેવાડેછે. આએ હીકમતોની સર્વથી અગત્યની ચીજ એ છે જે દરએક માણસે પોતાના સ્વભાવ ઉપર સાહેબી ભોગવવી, તથા મન ધીરજવંત

તથા ચેહેડો શાંત રાખવો, કે જેથી કરીને જે જુસાઓથી અથવા વિચારોથી આપણુ ભીતરમાં ઉશ્કેરાતા હોઇએ અથવા ધ્રભરાતા હોઇએ, તે જુસાઓ આપણા બોલોથી, કાંમોથી, અથવા વળી મોહોડાંનાં ચાળા ઉપરથી બાહેર માલમ પડતા અટકે; પણ જો આવા જુસાઓ માલમ પડેછે તો આપણથી વધારે થંડા સ્વભાવના અને વધારે શકિતવાન લોકો આપણી ઉપર બેહદ ફાયદો મોટી બાબતમાં મેળવેછે એટલુંજ નહી, પણ જીંદગીના સર્વથી હલકા બનાવોમાંબી નરો મેળવેછે. એક માણુસ જે નાપસંદ પડતી ચીજો સાંભળતી વખતે દેખાઇતો ગુસ્સો બતાવ્યા વગર અને મોહોડાંના ચાળા કરયા વગર, અથવાતો પસંદ પડતી ચીજોને માટે એકદંમ ખુશાહલીનો જોસો બતાવ્યા વગર અને મોહોડાંને ફુલવ્યા વગર પોતાનો સ્વભાવ પોતાના હાથમાં નહી રાખી શકે; તો તે દરએક કાવાદાવા ભરેલા ઠગ અથવાતો ચપળ અકડબાજના હાથ તલે આવી પડેછે. કાવાદાવા ભરેલો ઠગ, તમારેથી ચોકસી નહી રેહી શકે એવી રીતના બોલાઈ જતા બોલો, તથા તમારો દેખાવ પકડવા કાંઈ મતલબથી તમુને ઉશ્કેરશે, અથવાતો તમુને ખુશી કરશે, જેથી તે સેહેલાઇથી તમારા દીલનો ભેદનો અથ તે સમજી જશે, જેની કુંચી તમોને તમારી પાસે રાખવી જોઇએ; અને તે કુંચાનો કોઇ માણુસ ઉપર ભરૂસો રાખવો નહી જોઇએ; ચપળ અકડબાજ તેની બેવકુફીથી કાંઈ પણ મનસુબો કીધા વગર, તેનો પટો ઉપર કહયું તેજ રીતે મેળવશે, કે જેનો લાભ બીજા લોકો લેશે.

અગરજો તમો પોતાને જરાજરામા અચબુચ મંનના ગુસ્સાથી ભોગ થઈ પડતા સમજો તો તેટલો વખત જારે તેવા જુસ્સા તમોને લાગી આવે ત્યારે તે વાત ખાઈ જઇને એક પણ બોલ નહી બોલવાને પક્કો ઠડાવ કરો.

ટુકામાં તમારા સ્વભાવને અને ચેહેરાને તમારા તાબા-મા રાખો, જેથી કરીને બનતાં લગી જેબી કાંઈ તમોને ભીતરમાં લાગતું હોય તે બાહેરથી માલમ પડી નહી આવે. એમ કરવું જોકે અઘરૂં છે, તોપણ કોઇબી રીતે તે નહી બ-ને એવું નથી; અને જેમ એક અકલવાળું માણસ એક રીતે જોતાં નહી બને એવી ચીજ કરવાને કદિબી કોશિસ કરતું નથી, તોપણ બીજી રીતે તે કાંઇબી અડચણોથી નાહિમત થતું નથી; પણ એથી ઉલટું, તે પોતાની મેહેનત અને કો-શિસ બેવડાં જોરથી ચાલુ રાખેછે. તે ખંતીપણું રાખીને માથે લીધેલાં કાંમની પાછળ લાગેછે, અને છેલ્લે વગર ભુલ કરવે ફતેહ પામેછે. અગરજો કોઇબી બાબત કે જ્યાંહાં તમારૂં ડાહપણ તમોને કોઇબી ચીજની પુઠે લાગવાને ફર-માવે, અને જેમાં તમોને દેખઈતો ફાયદો માલમ પડતો હોય તો, ત્યાંહાં ગમે એવી અડચણો આવતી હોયતો તેવી અઘ-ડાઇઓને ઓર તમારી મેહેનતને ઉત્તેજન આપવામાંજ કાંમે લગાડો, અને નહી કે ધાસ્તી ખાઇને તમારા ઉઠાવેલા કાંમથી નાહિમત થાવો. અગરજો એક રીતે પાર નહી પડો અને હારી ખાવો, તો બીજી રીત અજમાવી જુવો: મેહેનતુ તથા હુશિયાર રેહેવો, તેની પુઠે ખંતીપણું રાખો, તેની પા-છલ લાગો, અને બચાત તમો છેલે અંતે ફાવશો. કોઈ એક ચીજની અંદર, કેટલાએક લોકોને તકરારથી સમજાવા જોઇએછે, કેટલાએકોની ખુસામત કરવી જોઇએછે, કેટલા-એકોને ધમકી આપવી જોઇએછે, અને કેટલાએકોને ચાડ-વવા પડેછે; પણ ઘણુંકરીને અગરજો તમો હુશિયારીથી, ઉપર કહ્યું તેમ, જૂદાં જૂદાં ખવાસવાળાં માણસોની સાથે તેઓને માફક આવે એવી રીતે તેઓ સાથે ચાલ ચાલવાનું કરો, અને તેઓને લગતી કેટલીએક નબળી બાબદો ધ્યાનમાં

રાખીને વગર થાકવે ઘટતા ટીકા કરો, તો છેલ્લે અંતે તમારી સાથે સર્વે જણ ઠેકાણે આવ્યા વિના રેહેશે નહી. પણ એમ કરવામા ડાહાપણથી તમારે સારી તક પસંદ કરવી જોઇએછે. યાદ રાખવું કે ગમે એવો માણસ હોય પણ તેની સાથ તમારા કારણને સારૂ વખત તપાસીને વાત કરવી જોઇએ. અગરજો એક માણસ, એકાદ કાંમમા ગુંથાયો હોય, અથવા તો તે કોઇ કારણથી દલગીર થયા ગુસે, ઈર્ષા નાખુશ હોયતો તેવે વખતે તમો જો તમારા કાંમ સારૂ તેની પાસે જાવો, તો તમે તમારો વખત ઘણોજ કકોડી રીતે પસંદ કીધેલો કેહેવાશે.

## તમારી ઉપરથી બીજાઓની લાગણી વિશે વિચાર કરો.

બીજાઓનો દિલનો ભેદ સમજવા સારૂ તમો પેહેલે તમારૂં પોતાનું દિલ કેવુંછે તે સમજવા શિખો; કાંએકે માણસ માત્ર, ઘણું કરીને એકસરીખાં હોયછે; અને જોકે એક માણસમાં એક ચોકસ જાતનો ચાલુ જુસ્સો હોયછે, અને બીજામાં બીજી રીતનો, તોબી તેઓની હીલચાલ તથા કાંમકાજો એકસરખાં ઉતરેછે; અને જેબી ચીજથી તમો બીજાઓને પસંદ પડતા, કંટાલા ભરેલા, ખુશી કરતા અથવા ગુસો ઉપજાવનારા થઈ પડોછો, તેજ ચીજથી બીજા લોકોબી તમોને પસંદ પડતા, કંટાલા ભરેલા, ખુશી આપતા અથવા ગુસો ઉપજાવતા થઇ પડશે. તમારા પોતાના મનની સઘળી હીલચાલો, તમારા ખવાસોના જુસ્સાઓ, અને જે જાતજાતની મતલબોથી તમારા મનની મરજીનો ફેસલો થાયછે તેઓનું ઘણુંજ ધ્યાનથી અવલોકન કરો; અને તમો ઘણી પ્રકારે સઘળા માણસજાતને પિછાની શકશો. જેમકે; જયારે એક માણસ વિદ્યામાં, બુધ્ધીમાં, ઓહદામાં, અને ન-

સીખમાં, પોતાને ઉંચું ગણાવી તમોને નીચું લગાડે, અને તમે હલકા છો એવું દેખાડે, તો શું તમને તેથી દુઃખ થયલું, અને પાણી ઉતાર થયલા તમો પોતાને સમજશો ? અગરજો તમારામાં ચહડતા ગુણો હોય તોબી જો તમારી તરફ કોઇબી પુરૂષનો ખરો ચાહા, સારા બોલો, સારી વાણી, તમારા ફાયદાની વાતો, માન, અને દોસ્તી તમો તમારી તરફ મેળવવા માંગતા હોવો, તો એવી મોટાઇ તમારામાં છે, એવું તેને કદિબી નહી જણાવવામાં મોટી સંભાલ લેજો. અગરજો તમોને નાપસંદ પડે એવી રીતે તમોને વસ કરવા જો કોઈ ઉપાય લે, અને તેથી જો તમોને ગુસો ઉપજે, અથવા અગરજો કાવાબાજ ચાળા કરવાથી, ઇયા ફરીફરીથી તમોને તોડી પાડે એવા બોલો બોલવાથી, તમારો મીજાસ જાય ઇયા તમો ખીજવાતા હોવો, તો તેવીજ ચાલ અને તેવાજ બોલો જો તમો કોઇને ખુશી કરવા ઇયા પ્યાર મેળવવા માંગતા હોવોતો ત્યાં તમો તે વાપડશો ? બેશક નહી: અને હું આશા રાખુંછું કે તમો સઘળાને ખુશી કરવાને ઇચ્છો છો. એવું અને ઠઠ્ઠા ભરેલી ચીજો બોલવાને માટે જે લાલચ આપણને મંનમાં ઉત્પન્ન થાયછે, તથા જે હસદખોર ઉલટથી સર્વે લોકો કાંન ધરીને સાંભળેછે, તે લાલચથી જે લોકો એવું બોલવા જાયછે અથવા વારેઘડીએ જેઓ એમ બોલવાને મંનમાં ધારેછે પણ બોલી શકતા નથી, તો પણ જરા અજમાયસ કરી જોયછે, તેઓ પોતાના ઘણા દુશ્મનો ઉભા કરેછે, અને તેબી વળી કદ્દા દુશ્મન, અને એના કરતાં બીજા કદ્દા દુશ્મન કસાથી થતા નથી. જયારે આવી ચીજો તમારે ખરચે યાને તમારે વાસ્તે બોલાયે ત્યારે જે બેચેની, ગુસ્સો અને ક્રોધથી તમારૂં દિલ ઉશ્કેરાયછે તેની ઉપર ગંભીરાઇથી વિચાર કરો, અને પછી

દરીઆફત કરો કે બીજાઓ અગરજો તમારી સાંમપે એ-
વીજ રીતની ચાલ ચલાવેતો તે ડાહાપણ ભરેલું ગણાશે કે
નહી. મશ્કેરીને લીધે એક દોસ્ત ખોવો એ એક ખરી હે-
મકાઇછે; પણ મુખ્ય કરીને જે માણસ આપણ વિશે બેપરવા
અને અલગ હોય તેને મશ્કેરી ખાતર દુશ્મન કરવો તેબી
કાંઈ નાહના પ્રકારની બેવકુફી નથી. જયારે આવી બાબતો
તમારે વિશે બોલવામાં આવે, ત્યારે સર્વથી ડાહાપણ ભ-
રેલો રસ્તો એછે કે જાણે એવો દેખાવ કરવો કે જે તમારે
વિશે થઇ નથી, અને જેબી કાંઇ ગુસો તમોને મનમાં લા-
ગતો હોય તે બાહેર દેખાડવાને બદલે તાલમેલથી બાહાનું
કાહાડી છુપાવો; અને અગરજો તે બાબતો એવીતો સાફ રીતે
બોલવામાં આવે કે તમો તેની મતલબથી અનજાણ્યા છો
એવું કોઈબી વિચારી શકે નહી, તો મંડળીમાં તમારી સા-
મપે જે કારણ માટે હસવાનું ચાલતું હોય તેમાં તમારેબી
સામેલ થવું; અને બરોબર લાગુ પડે એવી જે મશ્કેરી ત-
મારે વિશે થઈ હોય, તે મશ્કેરી વાજબીછે અને સારીછે
એમ કબુલ કરો; અને ખુશ મીજાજમાં તે વાત ઉડાવો;
પણ કોઈબી રીતે તેઓની બરોબર જવાબ ના આપો કાંએકે
એમ કીધાથી એવું માલમ પડછે કે તમો તેથી ચીરડાવોછો,
અને આવી રીતની તમારી ઉપર થયલી ફતેહ જે તમો ઢાં-
કી શકતે તે તમારે હાથેજ ઉઘાડી પાડોછો. અગરજો કોઈ
બોલાયલી ચીજ ખરેખર એવી હોય કે જેથી તમારી આ-
બરૂ અથવાતો તમારી નીતિને ડાઘ લાગેતો યાદ રાખો કે
એક ગ્રહસ્થ અને ગુણવંતા માણસને વાસ્તે બેમાંનો એકજ
ઉપાય રહયોછે તે એકે અતિશય નરમાશ પકડવી, યાતો ઇન-
સાફની દરબારમાં તેનો ખુલાસો ચાહાવો.

## બનતાંલગણ અપમાન મેળવવાથી દુર રહો.

અગરજો એક માણસ તમોને જાહેર રીતે અને જાણી જોઇ મનસુબો કરીને અપમાન આપે અને તમારી આબરૂ લ્યેતો તેને ઠોકી કાહાડો, અને તેની શુધ ઠેકાણે લાવો; પણ અગરજો તમોને ખાલી તે વાંકુ બોલે તો તમારી તરફથી સર્વથી સરસ રીત ફીનો બતાવાની એજછે કે તમારે તેની સાથે તમારી બાહિરની ચાલચલણમા અતિશય નરમાસ ભરેલા થવું, તો જોકે તેજ વખતે "આવા માનને હું લાયકનો નથી," અથવા "આએ આદરમાનને માટે તમો સાહેબનો હું ઉપકાર માનુંછું," એવી રીતે ભરમમાં કદાચ હેતથીબી બોલી તમો તેની સાંમે પાછો જવાબ આપો. આએ ચાલ કાંઈ દગા ભરેલી ઇયા ઢોંગી કેહેવાશે નહી: પણ જો તેજ વખતે તમો આએ માણસની વખાણ ગાવો અને તમોને અને તેને અતિશય દોસ્તીછે એવું તમારે મોહોડે કબુલ કરો તો તે દગો અથવા ઢોંગ કેહેવાય; પણ એવી ચાલ ચાલવાને હું તમોને ભલામણ કરતી નથી એથી ઉલટું એવી ઢોંગ ભરેલી ચાલને હું ધિક્કારૂંછું. સર્વ લોકો કબુલ કરેછે કે નમ્રતાના સઘળાં કાંમકાજો એ કાંઇજ નહી પણ રેવાજને અનુકુળ થતી અને માફક આવતી ગોઠવણો હોયછે, કે જે ગોઠવણો મંડળીના ભલાં અને સગવડને માટે કાચેલી હોયછે, અને ખાંનગી ધિક્કારો અને અદેખાઇઓથી એવી સગવડો અને સાહલેસાઇને તોડવી જોઇતી નથી. માત્રે ઓરતો અને છાલકાં મગજવાળા મરદો મંડળીને ગમત થાય એવી રીતે ગાલ ફુલવી મોહોડું ચઢાવેછે, અને તારી મારીપર આવી જાયછે, અને એવી વખતે મંડળીના લોકો હમેશાં સાથે હસવા લાગેછેતો ખરા પણ તેઓની આવી હાલત ઉપર કદિબી દયા લાવતા નથી. જોકે તમારી બરો-

બરી અથવા હરીફાઈ કરનારના બોલવાથી તમોને દખાઈ જવું જોઈતું નથી, તોબી મારી તરફથી, હું કોઈ બીજાં માણુસ કરતાં આવાં માણુસને વધારે નમ્રતાઈ દેખાડીને મારી તરફનો ગુસો તેને બતાવશ. મોટો ફાયદાતો પેહેલે એછે કે આવી રીતની સલુકાઈ ભરેલી ચાલ ચાલવાથી ફરીને, મંડળીમાં સર્વે લોકો જે તમોને હસતા હોય, તે લોકો કંઇ પણ સંદેહ વગર તમારી તરફ થાયછે, કે જે હસનારાઓની સંખ્યા હમેશ મોટી હોયછે. બીજો ફાયદાતો એછેકે, તમારી આવી ચાલ તમારા હરીફોને પછી તે મરદ હોય ઈયા ઓરત હોય તોબી તેઓને ખુશી કરેછે, અને તેઓથી તે વખતે આવી રીતે બોલવા વગર રેહેવાતું નથી કે, "હમારે કબુલ કરવું જોઈએ કે તમો બધો વખત ઘણીજ લાયકીથી અને ખુશ રીતે ચાલ્યા."

## દુશ્મનો તરફ તમારો ગુસ્સો છુપાવો.

ટુકમાં બોલીએતો આએ નીચે લખેલો એકસરખી રીતનો કાયદો તમારી ચાલને લગતો ધ્યાનમાં રાખો: તે કાયદો એછે કે, જે કીનો તમો ચોકસ રીતે લેઇ નહી શકો, તેની જરા પણ નીશાની કદિ બતાવતાના; પણ જહાં તમો ફાવી નહી શકો ત્યાં હમેશ હસીને વાત ખાઈ જાઓ. અગરજો આએ શદાની જંજાલી અને કાંમની જીંદગીમાં, ગુસ્સે થવા લાયક જે વાજબી કારણોથી દરએક માણસને ભોજ મળેછે, તે જો છુપાવી નહી શકાએ અથવા છુપાવાનું ડોળ પણ જો કોઈ નહી કરી શકે તો, દુનીયામાં કોઈબી માણસથી તગી શકાએ નહી. જે માણસથી પોતાના સ્વભાવની ઉપર સાહેબી ભોગવી નહી શકાએ, તેને દુનીયા છોડવી જોઈએ, અને એકાંત બીઆબાંન જંગલમાં કોઈ વેરાગીના ગુફામાં જાઈ રેહેવું જોઈએ. વગર ફાયદાનો

અને ચીરડાઉ સ્વભાવ દેખાડવાથી, તમો બીજા લોકો કે જેઓ તમુને દુખ દેઇ શકે, પણ જેઓને તમો કાંઇજ નહી કરી શકો, તેવા લોકોને તમારી ઉપર ગુસ્સે થવા શિખવોછો; અને જે છેડતી કદાચ તેઓ તમારી સાથે શોધતા હોય અને તમોને દુખ દેવા માંગતા હોય, તેનું કારણ તમો પોતેજ તેઓને હાથે કરીને આપોછો; પણ તેઓ સાથે તમો જો એથી ઉલટી ચાલ ચાલો, એટલે કે તેઓની સાથે ગુસ્સાના મારયા છેડતી શોધવાનું નહી કરો તો, કાંઇ નહીતો તેઓ શરમના મારયા લાયકીપણાથી દાબદબાણમાં રેહેશે, અથવા નહીતો તેઓ પોતાની કીના ભરેલી ચાલથી તેઓ પોતેજ પોતાને હાથે ઉઘાડા પડશે. વળી હુજત, ચીરડાઉપણું, અને મોહોડાંનો તોબરો ચહડાવવો એ અતિશય નીચ તથા હલકું છે.

## કોઈબી માણસની ઈમાનદારી વિશે અતિશય વિશ્વાસ રાખતા ના.

જોકે માણસો એકજ બનાવટના બનેલા હોયછે, તોબી જે જૂદાં જૂદાં મુળ તત્વોથી તે બનેલાંછે, તેઓને જો છુટાં પાડયાં હોયતો, દરએક માણસમાં તેઓ એવાંતો જૂદાં જૂદાં માલમ પડેછે કે કોઇબી બે માણસો એક એક સાથ સરખાં મળતાં નથી; એટલુંજ નહી પણ કોઇબી માણસ હમેશ પોતેબી એક રીતનું હોતું નથી. સર્વથી અકલવંત માણસ, કોઇ વખત બેઅકલી ચીજો કરશે; સર્વથી ગર્વવાળુ માણસ નીચ ચીજો કરશે; સર્વથી ચોખું માણસ પાપી કાંમો કરશે; અને સર્વથી ઘાતકી માણસ સારાં કાંમો કરશે. ત્યારે દરએક માણસની અંદરખાંનેની તથા બાહેરની ચાલચલણ પિછાનવા શિખો; અને તેઓના મંનનો કોઇ ચાલુ જુસો પિછાનીને તેઓ વિશે કંઇ પણ સાર કાહાડો તેની અગાઉ તમો તેઓના મંનના બીજા હલકા જુસાઓ, સ્વભાવો, અને

ઇચ્છાને લગતાં કાંમકાજોની ઉપર ધ્યાંન આપો અને તે બરોબર પિછાંનો, અને ત્યારપછી તેઓ વિશે તમારૂં છેલ્લું મત બાંધો. એક માણસની સાધારણ ચાલચલણ કદાચ દુનીયામા સર્વથી પ્રમાણીક માણસના જેવી લાગે; તેની ઉપર શક લેઈ જતા ના, એમજ ધારો કે તે એક સારૂં માણસ હોશે; જો એમ નહી કરશોતો તમો અદેખા અને ખરાબ ખત્રાસના છો એવું તમારે વિશે ધારવામાં આવશે; પણ તોબી તેજ વખતે, તેના આવા પ્રમાણીકપણા ઉપર એકદમ એવી રીતે વિશ્વાસ ના મુકતા કે જેથી તમારી જીંદગી, તમારૂ નસીબ અથવા તમારી આબરૂ તેના આધારમાં રેહે. આએ પ્રમાણીક માણસ, કોઈ દાહાડે શકિતમાં, દુનીયાઈ ફાયદામાં, અથવા પ્યારની બાબતમાં, કદાચ તમારો હરીફ થાય—કે જે ત્રણુડ મંનના જુસાઓ, પ્રમાણીકપણાને વારેઘડીએ ઘણાજ સખત કસોટીમાં લાવેછે, કે જેમાં તે વારેઘડીએ ઝોકાયછે; પણ પેહેલે આએ પ્રમાણીક માણસને સઘળી જૂદી જૂદી રીતે તમારી મેજે તપાસી લો અને પછી બીન જોખમથી, તેનો તમો કાંહાંવેર વિશ્વાસ કરશો યા નહી તેનો તમો વિચાર કરી શકશો.

## મરદ અને ઓરતજાતની નીતિ સંબંધી ખાંમીઓ અને મંનના જુસાઓ જાણવા શિખો.

અગરજો તમો કોઈબી ચોકસ માણસ, પછી તે મરદ યા ઓરત હોય, તેનો પ્યાર અને દોસ્તી ખસુસ કરીને મેળવોતો, તેઓમાં એકબી મુખ્ય ખુબી કેઈછે, અને તેઓની ચાલુ એબ જે સઘળામાં હોયછે, તે કેવી તરેહની હોયછે તે શોધી કાહાડવાને કોશિસ કરો; અને જો ખુબી હોયતો તેને વાજબી ઇનસાફ આપો, અને જો એબ હોયતો ઇનસાફ ઉપરાંત તેની તરફ મોટાં દિલથી જોવો. માણ-

સોમાં ઘણીએક ચીજો એવી હોયછે કે જેમાં તેઓ ઘણા સરસ ઉતરેછે, અથવાતો તે સરસાઈ ભોગવી શકે એવું ધારવામાં આવેછે; અને જોકે જ્યાં તેઓ એવું સમજેછે કે તેઓ ચોકસ બાબતમાં બીજાઓથી ઘણા સરસછે, તો તેવે ઠેકાંણે પોતાની ઘટતી વખાંણ થયલી સાંભળવાને તેઓ ચાહેછે, તોબી જે બાબતમાં તેઓ સરસ ઉતરતા નથી તેવે ઠેકાંણે જો વખાંણ કીધી હોયતો તેથી તેઓ વધારે ફુલનજી બનેછે. જેમકે કારદીનલ રીષલુ કે જે બેશક પોતાના વખતમાં સર્વથી સરસ રાજકારભારી હતો, તે પોતે વળી સર્વથી સરસ કવી પણ છે એવું લોકોને જણાવાને વાસ્તે ઓટી બિસની રાખતો હતો: તે નામીચા કોરનીલે જે પોતાનું નાંમ મેળવ્યું હતું તેની અદેખાઈ કરતો હતો, અને તેના લખાંણની સામે ટીકા વતીકની કરવાને હુકમ કીધો હતો, તેથી કરીને જેઓ તાલમેલથી તેને ખુશી રાખવાની કોશિસ કરતા હતા, તેઓ તેના રાજદરબારી કાંમકાજ વિશે ઘણુંજ થોરૂં બોલતા હતા; પણ કવી દાખલ તે ઘણોજ હુશિયારછે. એવું તેને તેઓ જણાવતા હતા, જેથી તે ઘણોજ ખુશ થતો હતો. એમ કરવાનું તેઓનું કારણ શું? કાંએકે જે બાબતમાં તે ખરેખરો પુરવીન હતો તે વિશેતો તેની ખાતરી હતી, પણ કવી દાખલ તે પોતાની અશક્તિ સારી રીતે પિછાંનતો હતો.

## સઘળાની બિસનીને હાજી હા કરો.

તમો સઘળા માણસની ચોકસ જાતની ચાલુ બિશની તથા તેઓની સર્વથી મંનપસંદ ચીજ કેઈછે તે, યાને તેઓ કેઈ બાબત ઉપર વારેઘડીએ વાત કરેછે, તે તપાસવાથી સેહેલથી શોધી કાહાડશો; કારણકે સઘળાઓ જેમાં પોતાને સર્વથી સરસ ગણેછે તે વિશે તેઓ સર્વથી ઘણી વાત કરેછે.

તેનીજ બાબત ઉપર તમો વાત છેડો અને તમો તેને અ-
જર કીધા વિના રેહેશો નહી.

ઓરતો ઘણું કરીને એક સાધારણ ચીજ વિશે આતુર
હોયછે અને તે તેઓની ખુબસુરતી વિશે હોયછે, કે જેને
વિશે જેટલું બોલો એટલું તેઓને મંનસે થોડું છે. ખુદરતે
કોઈબી ઓરતને એટલીબધી બદસુરતતો કદાચજ કીધી
હશે, કે જે પોતાના શરીરની તારીફ સાંભળવાને માટે ઈન-
તેજાર નહી હોય, અગરજો તેણીનો ચેહેડો એટલોબધો કમ-
કમાટ ભરેલો હોય કે જેથી તેણીને તે વિશે રાત દાહાડો બ-
ળાપો ઉપજે, તો તે જેમ તેમ શરીરને તથા ચેહેડાને એવું
ડોળ આપશે, અને એવોતો લટકો કરીને ચાલશે કે જે-
થી તેણીની બદસુરતીનો બદલો ઘણી રીતે વળેછે. અ-
ગરજો તેણીનો શરીરનો બાંધો બેડોળ હોશેતો પોતાનો ચે-
હેડો ઘાટંમદાર હોવાથી તે સંતોષ પામેછે. અગરજો શરીર
અને ચેહેડો બંને બેડોળ હોય તો, તે અબળા પોતાની અદબ
અદાબ તથા ચોકસ જાતની સારી ચાલચલણો ઉપર મુસતાક
રેહેછે, અને બરોબર જોશોતો અદબ અદાબ અને સારી
ચાલચલણ એ ખુબસુરતી કરતાંનેબી લોકોને વધારે ખુશી
કરેછે, અને એમ સમજીને તે પોતાનું દિલ રીજવેછે. એ
વાતની સચાઈ જો જોવી હોયતો તે એજ છે કે, દુનીયામાં
સર્વથી બેડોળમા બેડોળ ઓરતબી પોતાના પોશાક ઉપર
હમેશ ઘણીજ મેહેનત લેછે, અને ઘણું ધ્યાંન પુગાડેછે.
દરએક ઓરત પોતાની ખુબસુરતી વિશે, જરાએ શક વગર
એટલું તો ગુમાંન રાખેછે કે એ બાબદ વિશે તમો તેણીની
ગમેએટલીબી ચાપલુસી કરો તોબી તેણીને તે વિશે જરા
પણ મંનમાં લાગતું નથી; કારણકે, ખુબસુરતીને જે
પોતાનું દાપું સમજેછે અને તેથી કરીને અગરજો કોઈબી

શખ્સ તેણીની તે વિશે વખાંણ કરવા જાયછેતો તેનો તે ઉ-પકાર માંનતી નથી. તેણીની સમજણ પ્રમાણે તેણીની તા-રીફ કરવી જોઇએ, અને જોકે તે પોતેતો પોતાની ખુબસુ-રતી વિશે કાંઇબી શક લાવતી નથી, તોપણ તે એવો વેહેમ મનમાં લાવેછે કે રખેને બીજા માણસો તેની ખુબસુરતી વિશે ઓછું ધારે.

આ ઉપરથી મારી મતલબનો બાજો અર્થ ઉઠારીને તમો એમ ના સમજતા કે હું તમોને નીચ તથા ગેરવાજબી રીતે બિશની તથા ખુસામત કરવાની ભલામણ કરૂંછું: નહી, કોઇનોબી ગુનાહ અથવા બદીની ખોટી તારીફ ગાતા ના, પછી તે પૈશાવાળો યા ઉંચી પદવીવાળો હોયતો શું થયું? એથી ઉલટું, એવી બદીઓને ધિક્કારો તથા તેઓને તોડી પાડો. તોબી લોકોની કસુર અથવા ખોડને લીધે, અથવા તેઓની હસવા સરીખી પણ બેગુનાહ પતરાજીને લીધે, આપણું જો તેઓ સાથ બોલવા ચાલવામાં મિઠાસ ન-હી રાખ્યે તો આપણથી દુનીયામાં જીવી શકાય નહી. અગરજો એક માણસ જાતે જેટલો ડાહયો હોય તેનાં કરતાં પોતાને વધારે ડહાયો સમજે, અને એક બઇરી ખુબસુરત હોય તેનાં કરતાં પોતાને વધારે ખુબસુરત ગણતી હોય તો, જોકે તેઓના એવા ભુલ ભરેલા વિચારો તેઓને ખુશી ક-રેછે તોબી તેથી બીજા લોકોને કસોબી ગેરફાયદો થતો નથી; અને ત્યારે બેહેતરતો એજછે કે જયારે તેઓની એવી ચા-લથી જો આપણને નુકસાન નહી થતું હોયતો, આપણી તરફથી તેઓના કાંન ઉઘાડવાની મેહેનત કરીને તેઓને દુ-શ્મન કરવાને બદલે, તેઓ ધારેછે એટલા તેઓ ડાહયા તથા ખુબસુરતછે એવાજ ખ્યાલી વિચારમાં તેઓને તોડી નહી પાડવા. એમ કરવાથી તેઓને આપણ આપણા દોસ્ત કરીશું.

## જેઓ હરેક નેકી વિશે અજબ રીતનું ડોળ ઘાલતા હોય તેઓ વિશે શકમંદ રેહેવો.

જે લોકો હરકોઈ નેકી અથવા પતિવ્રતા વિશે અજબ રીતનું ડોળ ઘાલતા હોય અથવા સઘળી બીજી ચાજોના કરતાં તેનો દરજ્જો સર્વથી ઘણો વધારીને પોતે એવું દેખડાવે કે તેવી નેકીનો ગુણ ખાસ તે લોકોમાંજછે, તો તેવા લોકોને વિશે તમો હમેશ શક રાખતા રેહેજો; કારણ કે એવાં માણસો સાધારણ રીતે જોતાં ઠગારા અથવા વેષધારી લોક હોયછે; પણ તોબી એવા લોકો ઠગારાજછે એવું પણ હમેશ ખાતરીથી માનવું નહી જોઇએ, કારણ કે આપણ જોઇએ છિય કે કોઇ કોઈ રૂષીઓ અથવા સાધુઓ ખરેખરા ધર્મી હોયછે, કોઇ કોઈ ડીંગ મારનારા અને પતરાજી ની વાતો કરનારા ખરેખરા બાહાદુર હોયછે, કોઈ કોઈ સંસારી ચાલમાં સુધારો કરનારા ખરેખરા પ્રમાણીક હોયછે, અને કોઈ કોઈ મકારે ઓરતો ખરેખરી પાક હોયછે. જાંહાંવેર તમારેથી બને તાંહાંવેર તેઓના દિલની ભીતરની બારીકીથી તપાસ કરો અને કદિબી સાધારણ અફવા સાંભળીને તેઓની ચાલચલણ વિશે મત બાંધતા ના; કાંએકે જોકે તેઓની ચાલના બાહેરના દેખાવ ઉપરથી કદાચ તમારૂં મત તમોને ખરૂં લાગે તોબી બારીકીથી જો તમો તેઓને તપાસશોતો તમારી ખાતરી થાશે કે તમારો બાંધેલો વિચાર હમેશ ખોટો પડેછે.

## કઈક ઓળખાણ ઉપરથી જો કોઈ શખસ એવું ડોળ બતાવે કે તે તમારો જાંની દોસ્તછે તેવા પુરૂષથી સાવધ રેહેજો.

જે લોકો ઘણીજ થોડી ઓળખાંણ ઉપરથી, તમારા માંગવાં વગર અને તમોને ઘટે નહી એવી રીતની પોતાની

દોસ્તી અને વિશ્વાસ તમારા તરફ દેખાડાવે, તો તમુને તમારી સંભાળમાં રેહેવું જોઇએ; કાંએકે ઘણુંકરીને એવી જે દોસ્તી તેઓ તમારી તરફ બતલાવેછે, તે તેઓના પોતાના ફાયદાને માટે હોયછે; પણ તોબી એવા સાધારણ વિચાર ઉપરથી તેવી પ્યાર ભરેલી માંગણીને તોરછડાઇથી ધિક્કારતા ના. જરા વધારે તપાસ કરો અને જોવો કે એવી ન ધારેલી દોસ્તીની માંગણી એક દીલસોજી અને બેવકુફ માણસની તરફથી હોયછે, કે એક કાવાબાજ અને થંડા સ્વભાવવાળા માણસના મગજમાંથી તે નિકળેછે; કારણ કે ઠગબાજી અને બેવકુફી એ આપણને બાહેરના દેખાવ ઉપરથી એકજ લાગેછે, પણ જયારે બારીકીથી તપાસ કરીએ છિયે ત્યારેજ આપણ એ બે ખવાસવાળા માણસોના ગુણોની પિછાંન કરી શકયે છિયે. જો એક બેવકુફ પણ ખરેખરો દીલસોજી માણસ આપણી તરફ એકદંમ પ્યાર બતાવેતો તે કબુલ કરવામાં ધારતી નથી, પણ જો કોઈ કાવાદાર માણસ તેવું બતાવેતો આપણ પણ તેઓના દોસ્ત છિયે એવું બાહેરથી દેખડાવામાં આપણને ફાયદો હાંસલ થશે, અને તે સાથે આપણને આપણી સંભાળમાં રેહેવાને સુજ દૂશે.

## સોગંદ ખાઈને જો કોઈ શખસ હરેક વાત વિશે ખાતરીથી બોલેતો તે માનતા ના.

કેટલીક ચીજો એવી હોયછે કે જેના બનાવ વિશે સામા માણસને મનાવા સારૂ માત્ર સાધારણ રીતે કેહેવું બસ હોયછે તે ચીજ વિશે જો કોઈ પુરૂષ હરરતા સોગંદ ખાઇને અથવા લાંબી લાંબી વાતો કરીને તમોને તે મનાવા માગે તો યાદ રાખજો કે તે જુઠું બોલેછે, અને તમોને તે મનાવવામાં તેનો પોતાનો મોટો લાભ હોવો જોઇએ. જો એમ નહી હોતેતો તે એટલીબધી મેહેનત લેતે નહી.

## હુલડખોર સંબંધોથી દુર રેહેજો.

જે જુવાન છોકરાઓ પોતાની માહોમાહેની મોજમજાહને લીધે એકએકસે જોડાયલા હોયછે, અને જેના પરિણામ વારેઘડીએ ઘણા ખરાબ નિકળેછે તે લોકોની દોસ્તી ઘણી વખત વ્યભીચારી કારણોથી થયલી હોયછે. એવા લોકો જ્યારે વાડીમાં અથવા ખાંનાના સફરા ઉપર એકએકસે મળીને નાચરંગમાં તથા મોજમજાહમાં દારૂની બાહારમાં આવીને ચકચુર થાઈ જાયછે તથા છાકટપણાંમા અરસપરસ સોગંદ ખાઇને તથા વચન લેઇને એકએકની ઉપર જાંન ફીદા કરેછે, તથા પોતપોતામાં જાવેદાંન સુધીની દોસ્તીના બી રોપવાનું ડોળ ઘાલેછે, તે વખતે જે મેળાવડો આએ દિલસોજ દિલગુર્દા પણ કાચી બુદ્ધિનાઓનો મળેછે તે જોવા લાયક હોયછે. પણ આવી રીતની દોસ્તી જાહાજો વાર ટકતી નથી; કારણ કે જેવી અવિચારી રીતે એવી દોસ્તી કરવામાં આવેછે, તેવીજ અવિચારી રીતે તે પાછી તુટેછે, અને નવી મોજો તથા નવી જગ્યાઓ, આવી બેકાયદે રીતે થયલી દોસ્તીને ભુલાવેછે. અને એમ થવા પછી, જે છુપી વાતો એકએકના ઈતબાર ઉપર કીધેલી હોયછે, તે છુપી વાતોનો ઘણો માઠો ઉપયોગ કરવામાં આવેછે, અને તે જાહેર પડેછે. તોબી જુવાનીઆઓની એવી ચીબાવળી મંડળીઓમાં તમોને તમારો દેખાવ આસાનીથી કરવો જોઇએ; એટલુંજ નહી પણ જો તમારેથી બનતું હોયતો, જુવાનીને છાજે એવી રીતે મીળનસાર થઇને, હલીમલીને દરએક મોજમજાહમાં, તેઓ સાથે ભાગ લેવો. અગરજો તમારી મરજી પડેતો તેઓની આગળ તમારા સુખ દુખની વાત પણ કરો; પણ જે વાત ગંભીર તથા કેહેવા જોગ નહી હોય તે બનતાં સુધી તેઓથી છુપી રાખો, અને એવી માહાભારત તથા દંભ

વાળી વાતો માત્ર કોઈ એવા આગળજ કરો, કે જે તમારેથી વધારે અજમાયસ વાળો હોય, તથા જેને તમોએ કસી જોએલો હોય, અને જે તમારેથી તદન જુદાજ ધંધામાં પડયો હોય અને તેથી કરીને તે તમારો હરીફ કદિબી થાય એવી વકી તમુને રેહે નહી. યાદ રાખવું કે ધંધા રોજગારમાં જો તે તમારો હરીફ હશે તો કોઈ દાહાડેબી તેના સગળા સારા ખવાસ છતાંબી તે તમારી વાત ઉંઘાડી પાડયા વિના રેહેશે નહી.

## આપણું અનજાણપણું બતાવવું એ વારેઘડીએ અગત્યનું છે.

બાહેરથી હરેક વાતમાં, મુખ્ય કરીને કોઈની નાલેસીને લગતી વાત આવે ત્યાં આપણું અગ્નાનપણું બતાવવું, અને કોણ જાણે કરી કેહેવું એ વારેઘડીએ દુનીયાદારીના અનુભવમાં ઘણું કામનું થઈ પડેછે. જેમકે, સાધારણ રીતે જોતાં તમારા પુછવા વગર જે લોકો હરેક વાત તમોને કેહેવાને તૈયાર થાય, તે વખતે તે વાત તમો જાણતા નથી એવું દેખાડવું એ ઘટતુ દીસેછે, અને જારે તેઓ એવું કોહે કે શું આવી ચીજ વિશે તમોએ કાંઈ સાંભળયું નથી? તારે જવાબ દેવો કે "નહી;" અને જોકે તે વાત તમો જાણતાંબા હોવો તોબી તે લોકોને તે વાત કરવા દેઓ. કેટલાએક લોકો એવી વાત કેહેવામાં મોજ મેળવેછે, કારણ કે તેઓ એવું વિચારેછે કે તેઓજ માત્રે તે વાત ઘણી સારી રીતે રસકસથી કરી શકેછે; બીજાઓ તે વાત કરવામાં મગરૂબી સમજેછે કારણ કે તેઓ એમ સમજેછે કે તેઓએ પોતાની હુશિયારીથી તે શોધી કાહાડેલીછે, અને ભલા ભલાઓ લાગ્યા તોબી તેઓથી શોધી કાહાડવાનું બન્યું નહી; અને ઘણાએક જણતો પતરાજી ખાતરજ અને પોતાની મોટાઈ બતાવવા, જે વાત કોઈએ વિશ્વાસ રાખીને કીધી હોય, તે અન-

ઘટતી રીતે પોતાનો વચન તોડીને કેહી દેછે; પણ તમે જો એમ કેહો કે, "એ વાત મને ખબરછે" તો એ બધાં માણસો નાસીપાસ થઈ જાએ, અને તેથી તમારી ઉપર નાખુશ થાય. કોઈબી છુપી નાલેસીની યા કોઇને ડાઘ લાગે એવી કંઇ પણ વાત કદાચ તમોએ એક હજાર વખત સાંભળી હોય તોબી, તેથી તમો અજ્ઞાન છો એવું (તમારા સર્વથી જાંની દોસ્ત શિવાય) સર્વ આગળ દેખડાવજો; કાંએકે જે લોકોને લાગે વલગે તે લોકો ખરાબ ચાલ ચાલનારને જેવા ધિક્કારથી જોયછે તેવાજ ધિક્કારથી ઘણું કરીને તે વાત જાહેર પાડનારને પણ જોયછે, અને જયારેબી એવી નાલેસીને લગતી વાતો ચાલે ત્યારે જોકે ખરેખર તમો ગંભીરપણાથી તે વાત માંનતાબી હોવો તોબી એવું બતાવો કે જાણે એવી વાત કદિબી માંની શકાય નહી અને હમેશ એવી વાતને તોડી પાડવામાંજ ભાગ લો. પણ જે વખતે તમો એવી રીતે તમારી તરફથી જે અનજાણપણું તથા શક બતાવો તેજ વખતે પકે પાયાની ઓહોળી ખાંનગી ખબરો જે તમારા કાંન ઉપર આવે તે ઉપર ધ્યાંન રાખો; અને ખરેખર એવી ખાંનગી ખબરો મેળવવા માટે સર્વથી સરસ રીત જોશોતો તે એજ છે; કારણ કે ઘણાખરા લોકોને બીજા લોકો ઉપર એક ઘડી ભરની અને તેબી સર્વથી નજીવી બાબતમાં પોતાની મોટાઈ બતાવવામાં એવીતો કોકટની તચાકી હોયછે કે જે ચીજ તમોને કેહેવી નહી જોઇએ તે તમોને તેઓ કેહી દેછે; પણ એમ નહી કે જે ચીજ તમો નહી જાંણતા હોવો તે દાબી રાખે. વળી મુગું બેસવામાં બીજો ફાયદો એછે કે તમોને એવી નાલેસીની બાબતમાં કાંઈ લાગતું વલગતું છે નહી અને તમારા મનમાં તે વિશે જરાએ દગો નથી એમ આસપાસનાઓ વિચારશે.

તોબી ખરી બીનાઓને પકડી કાહાડો, અને તમારી આસ-પાસની દરએક ચીજથી સારીપેઠે વાકેફ થવાને મેહેનત લેવો, અને ડાહાપણથી અંદરનો ખરો સાર શું છે તે શોધી કાહાડો, પણ નહી કે તેને લગતા સીધા સવાલો પુછીને માહેર થાવો; કાંએકે એવા સવાલો વારેઘડીએ પુછવાથી લોકો ચોંકી જાયછે, અને તેઓ પોતાની હુશિયારીમાં રેહેછે, અને તે-ઓને કંટાલો ઉપજેછે. પણ કોઈ વખતે જે ચીજોથી તમો માહિત હોવો તે કબુલ કરો, જેથી તમારી આસપાસનાઓ-માંનો કોઇ બાહેર આવીને તમારી ઉપર ઉપકાર કરીને તમોને ખરે રસ્તે ઉતારશે. કોઈ વખત એમ કેહો કે, "મેં પેલી ચોકસ વાત સાંભળીછે તો ખરી" ને બીજી વખતે તમો જેટલું જાણતા હોવો તેના કરતાંબી તમો વધારે જાણોછો, એવો દેખાવ કરો જેથી કરીને જે તમો જાણવા માંગતા હોશો તે સઘળું આપોઆપ જણાઈ આવશે, પણ બને તેમ પાધરા સવાલો પુછવાથી હાથ ખાંચો.

## સઘળે ઠેકાણે અને સર્વે લોકોમાં આપણ પળોટાઈ જઈએ એવી ચાલચલણ ઘણી કાંમનીછે.

દુનીયાના સઘળા ભાગોમાં મનુષ્યનો જાતી સ્વભાવ એકજ જાતનો હોયછે, પણ કેળવણી અને આદત, એ બેથી કરીને તેની અસરો એવી તો જૂદી જૂદી જાતની થાયછે કે જેથી કરીને હરેક કોઈ માણસનો અસલ જાતી શ્વભાવ કેવોછે તે એકાએક શોધી કાહાડવું બિકટછે, અને તે બરો-બર બધી રીતે પિછાનવા માટે દરએક માણસને તેને બધી તરફથી તેના દરએક લેબાસમાં તપાસવો જોઇએ; જેમકે લો-ભનો જુસો, એ એક દરબારી માણસમાં, એક લશ્કરી શિપાઇમાં અથવા એક પાદરીમાં એકસરખો હોયછે; પણ તે-ઓની જૂદી જૂદી કેળવણી અને આદતોને લીધે તે લોભ

ફુરો પાડવાને માટે તેઓ જૂદી જૂદી રીતીઓ અખત્યાર કરેછે. ભલમનસાઈ, એ ગુણ બીજા લોકોની ગરજ સારવા તથા તેઓ ઉપર ઉપકાર કરવા માટે એક જાતનો જાતી સ્વભાવછે, તે ખાશ કરીને દરએક દેશમાં એકજ જાતનો હોયછે; પણ તોબી એ સ્વભાવ દેખાડવાની જે રીતી, જેને આપણ સારી તરબીયતના નામથી ઓલખ્યે છિયે તે રીત દરએક દેશમાં ઘણુંકરીને જૂદી જૂદી જાતની હોયછે, અને ખાસ કરીને માત્ર જગ્યા સંબંધી ફેરફારને લીધે જૂદી જૂદી જાતની હોયછે, અને દરએક સમજુ માણસે જે જગ્યા ઉપર પોતે વસતો હોય, તેને બરોબર અનુસર થતી સારી તરબીયતની નકળ કરવી જોઇએ, અને તે દેશના કાયદાને માંન આપી ચાલવું જોઇએ. આપણ બધે સમાઈ જઇએ, અને આપણી રીતભાત બધે ઠેકાણે અનુકુળ બેસે, એવી ચાલચલણ એ દુનીયાની દોડધાંમમાં ઘણી અગત્યનીછે; આપણ હાલ જે બોલ્યે છિયે તે સઘળી એવી ચીજો બાબે, કે જે જાતે નઠારી નહી હોય. જેવો વખત તેવી વાત કરવી જોઇએ. આવી ચાલ ચાલવાથી કરીને આપણ સઘળા સાથ હલીમલી જઇશું, અને અગરજો આવી રીતની જેવા સાથ તેવા થવાની ટેવ આપણી રીતભાતમાં આપણે રાખી હોયતો ગંભીર સાથે ગંભીર, મશકેરા સાથ ખુશ મીજાજવાળા અને ચીબાવળા સાથ બચ્ચાં જેવા થઈ શકશું.

લોકોની ચોકસ ચાલચલણો, તેવો તથા તેઓના નબળા ગુણો તરફ બી હલીમલી જઈ જોવું તથા સેહેલાઇથી તેવા લોકોની સાથે ભેળાઈ જવું એનાં કરતાંને વધારે ખુશી ઉપજાવનારૂં બીજું કાંઈ નથી. રખે કોઈ જુવાન શખ્સ એથી આડી રીતે ચાલે તેને હરેક આકાર પ્રોસીયસ નામના શખ્સની માફક સેહેલથી અને ખુશીથી અખત્યાર કરવો

જોઇએ. ગરમી, થંડી, મોજ, અંદાજો, મોભો, ખુશી ખુરમી, આદરભાવ, ભોળાપણું, વિદ્યા, નજીવી બાબતો, કાંમકાજ અને મોજમજાહ, એ સઘળાં દુનીયાની દોડધાંમમાં એવી રીતીઓછે કે જેઓને જેમ એક માણસ પોતાની તોપી સેહેલથી માંથેથી કાહાડ પેહેડ કરે, તેવી સેહેલાઇથી તેઓને સ્વિકારવાને અને બાજુપર મુકવાને શકિતવાન થવું જોઇએ.

## દંભ.

જુવાંન માણસો એવું વિચારેછે કે હરએક ચીજ દંભથી અને બળથી હાંસલ થાઈ શકેછે. યુકિત લડાવીને હેરેક ચીજમાં ફાવવું એ હલકાઇછે, અને જે ઘણી ઘડી ઘડી વખત પ્રમાણે વાત કરે, અને ભલમણસાઈ બતાવે, એ તેઓના વિચાર પ્રમાણે નામર્દી અને કમજોરીની નીશાનછે. આવી રીતના સર્વથી ભુલ ભરેલાં મતને લીધે તેઓની ચાલ વગર ધારેલી રીતે બેમુરવત, નફટ અને કઠોર માલમ પડેછે. બેવકુફ લોકો કે જેઓ હમેશ ઠગાયા વિના રેહેતા નથી, તેઓ જ્યાંહાં વેર જીવેછે ત્યાંહાં વેર એવી ચાલ ચાલેછે; પણ અકલમંદ માણસો થોડા અજમાયસ ઉપરથી અને જરા વિચાર કીધાથી એવી ચાલ જલદીથી છોડી દેછે. પણ જેમ જેમ તેઓને અજમાયસ મળતી જાયછે, તેમતેમ તેઓને માલમ પડેછે કે ખાલી તકરારથી અને દંભથી જે તેઓ હાંસલ નથી કરી શકતા, પછી તે તકરાર ખરીખી હોય, તે તેઓ જો સારૂં નરસું સમજાવતી વખતે જે ભલમણસાઇ વાપડેછે ને દંભ કરતા નથી, તો ખચીત સોમાં નવાણું ભાગ તેઓ ફાવ્યા વિના રેહેતા નથી. એટલાજ કારણ ઉપરથી સમજુ લોકો પોતાના કાંમમાં ફતેમંદી મેળવવા માટે સુકો દંભ તથા અકલ દોડાવાનું એક કોરે મુકીને સર્વથી નરમ, સર્વથી દિલ પસંદ અને સાંમેના ધણીને વસ કરી લીએ એવી સર્વથી સ-

રસ ભલમણસાઈ બતાવેછે, અને ખાલી તકરાર ઉપર પોતાનો સઘળો આધાર રાખવા કરતાં, માણસનું દિલ અને તેના મનનાં જુસાઓ જીતી લેવામાં તે પોતાની ફરજ સમજેછે.

પણ કમનસીબે જેમ છાકટા માણસો ઘણો દારૂ પીવા છતાં પોતાને શુધીમા સમજેછે, તેમ જુવાન માણસો પોતે બેવકુફ હોવા છતાં પોતાને ડાહ્યા સમજેછે. તેઓ એવુ માનેછે કે દુનીયાઈ અજમાયસ કરતાં, દંમ અને ભપકો એ વધારે સારી ચીજછે, અને દુનીયાઈ અજમાયસ જે આપણને ભલમણસાઈ અખત્યાર કરવાનું શિખવેછે, એ કાંઇજ નહી પણ બેદિલની યા એક થંડા સ્વભાવની નીશાન છે એમ વિચારવામાં તેઓની અરધી ભુલછે; કારણ કે જેમ સુકા દંમ વગરની ખાલી ભલમણસાઇ, સુસ્ત તથા ખામી ભરેલી લાગેછે તેમ, ભલમણસાઇ અને અજમાયસ વગરનો ખાલી સુકો દંમ એ ધાસ્તી ભરેલો હોયછે. સંપૂર્ણ હાલત અખત્યાર કરવા માટે, દુનીયાઇ અજમાયસ તથા દંમ એ બંન્ને સાથે જોડાવા જોઇએ, કે જે કોઇજ વખત જોવામાં આવેછે. તમારી મરજી પડતો, એ બંનેને તમારી મદદે રાખો; કારણ કે આએ સલાહ જે તમોને આપવામાં આવેછે, તે દુનીયાદારીના દોરમાં મનુષ્ય જાતને જે ઉંદો અનુભવ મળેલોછે તે ઉપરથીછે, પણ તેના બદલામાં તમારા ખાલી સુકા દંમની એક રતીબી કોઈ દરકાર કરવાનું નથી. એ બંન્નેને ઉપર લખ્યું, તેમ જો તમો કાંમમાં લાવશો, તો જેમ દંમ અને જોરથી તમો ઉશ્કેરાયલા રેહેશો, તેમ દુનીયાઈ અજમાયસ તમારી મદદે આવવાથી તમો દબાયલાબી રેહેશો. આએ ઠેકાણે **દંમ** અથવા જેને આપણા જુવાનીઆઓ "સ્પીરીટ" કરીને કેહેછે, અને જેઓને મોહોડથી એવું બોલતાં સાંભળ્યે છિયે

કે "પેલા શખ્સ કેવા સરસ સ્પીરીટવાળોછે," તે બોલનો વધારે ખોલાસો કરવાની અગત્યછે. ઉપલી બીના જે લખીછે તે એવાં માણસોનો દંમ અથવા સ્પીરીટ વિશેછે કે જેઓ જુવાનીની તેજી જુમ અને ગુમાન રાખી હરેક કાંમ માંથે લેતી વખતે તેને નડતી અડચણો તથા ધાસ્તી જોઈ શકતા નથી, પણ બસ ઈંયાહોમ માંથામાં રાઈ રાખીને એકદંમ હરેક કાંમ પુરે લાગેછે, પણ તેનો નીવેડો કેવો આવશે અથવા તેઓ તેમો પાર પડશે કે નહી તેનો જરાએ વિચાર કરતા નથી. બીજી જાતનો જે દંમ અથવા સ્પીરીટ આપણ જોઈએ છિયે તે એવોછે કે કેટલાએક હુજતખોર, પોતાના દરજજા વિશે અદેખા, પોતાની કિંમત રખે ઓછી ગવાતી હોય તે વિશે શકમંદ, અને જરા જરામાં મોહોડાંપર આવી જાએ એવા લોકોનેબી ચીબાવલા અનાડી લોકો દંમ અથવા સ્પીરીટવાળા કરી ગણેછે; પણ એ લોકો વિશે હાલ હું બોલવા માંગતી નથી. એતો એક ઘણોજ બુરો અને ગુસ્સો ઉપજાવે એવો દંમછે, જેને દરએક શખ્સે તરક કરવો જોઇએ. ખોદા એવા બદતર અથવા દંમવાળા માણસોથી આપણને પનાહમાં રાખે.

## જુની ઓળખાણ ભુલી જતા ના.

નવી ચલકતી ઓળખાણ થવાથી જુની ઓળખાણ કદિ ભુલી જતા ના, અથવા તેને ધિક્કારતાના; એવી ચાલ તમારા તરફથી નીમકહરામ કેહેવાય, અને જુના દોસ્તો તમોને, એવી ચાલ ચાલવાને લીધે, કદિબી માફ કરશે નહી. જેમ બનેતેમ ઘણા ખાસ દોસ્તો અને ઘણાજ થોડા ખાસ દુશ્મનો કરવાની સંભાલ લેવો. ખાસ દોસ્તો એટલે એમ નહી સમજવું કે જીવેજાન વિશ્વાસુ દોસ્તો, કારણ કે કોઈબી માણસ પોતાની આખી જીંદગીમાં એવા અરધા ડજનં દો-

સ્તોખી મેળવવાની આશા રાખી શકે નહી; પણ સાધારણ જુબાનમાં "દોસ્ત" બોલ જે આપણ વાપરીએ છિયે તે રીતે આપણને એનો અર્થ સમજવો જોઇએ; એટલેકે "દોસ્ત" એટલે એવા લોકો કે જેઓ તમારે વિશે સારૂં બોલે, અને જેઓ પોતાનો ફાયદો ધ્યાનમાં લેઇને તમોને દુઃખ દેવા કરતાં તમોને સારૂં કરે.

---

## જુઠું બોલવું.

જુઠું બોલવું એના કરતાં વધારે ગુનાહ ભરેલી, નીચ અથવા હલવા સરીખી કોઇબી ચીજ નથી. બીનો, હીચકારાપણું, અથવા તચાકીથી એનો જન્મ હોયછે; પણ જયારે તે જુઠું બોલેછે ત્યારે આએ દરએક બાબતમાં જુઠું બોલનાર શખ્સ પોતાની નેમ ચુકેછે; કાંએકે જુઠાપણું, હમેશ મોડ યા વેહેલે પકડાઇ આવેછે. અગરજો આપણ એકાદ હસદખોર જુઠાપણાનું તોહોમત-કોઇબી માણસની રોજી યા આબરૂને ડાઘ લગાડવાને વાસ્તે ઉદારીએતો, બેશક થોડા વખતતો આપણ તેને દુખ દેઈ શકશું; પણ અંતે એવી ચાલને માટે આપણને બચીત બમવું તથા પસતાવું પડશે; કાંએકે જરૂર આપણ જુઠું બોલવા માટે પકડાઈ આવ્યે છિયે; આવી બેહુરમતી તજવીજને માટે આપણ બધી તરફથી હારમાર થઇએ છિયે; અને ત્યાર પછી તે માણસને હાણી અથવા નુકસાન પુગે એવી જો કોઇ આપણે વાત કીધી હોય, પછી તે વાત ખરેખરીબી હોય તોબી આપણ પોતેજ જુઠામાં બપચે છિયે, અને જાણે આપણ તેની બદગોઈ કરતા હોઇએ એમ લોકો આપણ વિશે ધારેછે. જુઠું બોલવાથી અથવા બે મોહોડ બોલવાથી આપણ જે બોલ્યા હોઇએ અથવા કીધું હોય તેને વાસ્તે જુઠા સબબો

બતલાવ્યાથી અને તેને લીધે જે ફીકર તથા શરમની આ-પણ ધાસ્તી ખાતા હોઇએ તેમાથી છટકવાની તાજબેજ કી-ધાથી આપણને માલમ પડી આવેછે કે આપણી ધાસ્તી અને શરમ એમ કીધાથી ઘટવાને બદલે ઉલટી વધેછે; અને આદમ જાતમાં આપણ સર્વથી હલકામાં હલકા અને નીચમાં નીચ દેખાઇએ છિયે અને આપણ જુઠા છઇએ, એ વિચા-રથી સર્વે કોઈ આપણી સાથે તપાસથી વ્યવહાર રાખેછે. જો કમનસીબે આપણે કાંઇ ખોટું કીધું હોયતો, તે ભોલા-ઇથી કબુલ કરવામાં આપણી ખુબીઆદી માલમ પડી આ-વેછે. ખરાબ કાંમ કરવાની સર્વથી સરસ તોજેસ જોશો તો એજછે કે આપણો ગુનાહ કબુલ કરવો, અને એજ રીતે આપણો વાંક પણ માફ થઇ શકેછે. તરત વેળાની ધાસ્તી દુર કરવા માટે બે મોહોડે બોલવું, વાત ઉડાવવી, અથવા ઉડાવાની નેમથી બોલવું એ એવું તો ધિક્કાર ભરેલુંછે કે જે કોઈ એવી ચાલ ચાલેછે તે સજાને લાયક થાયછે. બીજું મોડે યા વેહેલે આપણું ખરૂં ખોટું જાહેર પડયા વિના રે-હેતું નથી.'

કેટલાએક લોકો એવા હોયછે કે જેઓ એક બીજી જાતનું જુઠું બોલવામાં મોજ મેળવેછે અને તેમાં તેઓ કસી શરમ જોતા નથી, કારણ કે એ રીતના જુઠાપણાને તેઓ નીરઅપરાધી ગણેછે અને જોશોતો તે એક રીતે એ-મછે, કારણ કે તેઓના પોતાના શિવાય તેઓ કોઈ બીજાને ઇજા દેતા નથી. આએ જાતનું જુઠાપણું એ ખાલી બિ-સનીથી અવતરેલું હોયછે, અને તેનો જન્મ બેવકુફીથી થ-યલો હોયછે. આએ લોકો હમેશ નવાઇ જેવી બાબતોની સાથે વ્યવહાર રાખેછે. જે ચીજોની દુનીયામાં હસ્તી કદિ થઈ નથી, તે ચીજો તેઓએ જોએલી હોયછે; વળી કેટલી-

એક ચીજો એવી કે જે બનેલી હોય ખરી, પણ જે તેઓએ પોતે કદિબી દીઠી નહી હોય, તે ચીજોબી જોવા લાયક હોવાને લીધે જાણે તેઓએ દીઠીછે એમ તેઓ કેહેછે. અગરજો એક જગ્યા ઉપર અથવા કોઈ મંડળીમાં કંઈ અજાએબ જેવી ચીજ વિશે બોલવામાં આવ્યું હોય, અથવા તે ત્યાં બનેલી હોય તો તરત તેઓ બાહેર આવીને કેહેશે કે, "હમોએ હમારી નજરે નજર તે ચીજ અથવા બનાવ જોયો," અથવા "હમોએ હમારા કાંનથી તે સાંભળ્યોછે," પણ ખરૂં પુછશોતો તેમાંનું કંઈબી હોશે નહી, એટલે કે તે બનાવ તેઓએ જોયોબી નહી હોશે, અથવા તે વિશે તેઓએ કાંઇ સાંભળ્યુંબી નહી હોશે. વળી જે મોટાં ભારી કાંમો બીજા લોકો કરવાને યત્ન નહી કરે અથવા કરીજ નહી શકે, તેવાં કાંમો તેઓએ કીધેલાંછે, એવી દફાંસ તેઓ મારેછે. પોતાની મોટાઈની વાતો કરવાને તેઓ સદા આગળ હોયછે, અને તેઓ એવું ધારેછે કે એમ કીધાથી તેઓને વિશે લોકો ઉંચું મત બાંધેછે, અથવા કંઇ નહીતો તેઓની પુછપરછ કરવાને લોકો તત્પર રેહેછે; પણ સાચું પુછાવોતો આવી ચાલનાં બદલામાં તેઓની ઉલટી હાંસી થાયછે, તેઓને લોકો ધિક્કારેછે, અને તેઓ ઉપરથી વિશ્વાસ ઉઠી જાયછે તેતો જાદું; કારણ કે, આએતો કુદરતીછે કે જે કોઇ શખ્સ ખાલી બિસનીથી એકુ જુઠું બોલે, તો પોતાને લગતી ફાયદાની વાત આવે ત્યાં તેથી વધારે સરસ જુઠું બોલવાને તે અચકાશે નહી. અગરજો મારા જોવામાં ઘણું ખરૂં નહી મનાએ એવી કોઇ ચીજ આવેતો તે ચીજ જાહેર પાડવાથી મારા બોલવાની સચ્ચાઈ ઉપર લોકોને શક લાવવાનું જરા પણ કારણ એક પળબી આપવા કરતાં, બેહેતર એજછે કે તેવી ચીજ હું બાહેર નહી પાડું અને તે હું મારા મનમાંજ

રાખ્યું. એક જાણીતા ગ્રંથકરતાના વિચાર પ્રમાણે આએતો એક ચોકસ વાતછે કે મરદને વાસ્તે સચ્ચાઇ તથા ગસ્તીપણું જેવું અગત્યનુંછે, તેવું અગત્યનું પ્રતિવ્રતાપણું ઓરતને વાસ્તે નથી; અને એનું એક કારણછે; તે એકે, એક ઓરતને જોકે ખાતરીથી તદનજ પવિત્ર થવાને કદાચ નહી બને, તોબી તે નેકી વાળી તથા સદગુણી થઈ શકે; પણ એક મરદથી અતિશય સાચવટ રાખ્યા વિના તેનાથી એક ઓરતની માફક નેકી વાળો થઈ શકાશે નહી. ગરીબ બાપડી ઓરતની ભુલચુકો કોઈ વખતે શરીર અને મનની નબળાઇને લીધે થાયછે; પણ એક મરદનું જુઠાપણું એતો મનની અને દિલના ભીતરમાંથી નિકળતી એક બદીછે.

આપણા અંતઃકરણ અને આબરૂને ડાઘ લાગ્યા વગર આપણ આપણો રસ્તો આએ દુનીયામાં આસાનીથી કાપ્યે, એટલા સારૂં આએતો અગત્યનુંછે કે આપણને સદા સચ્ચાઇનાજ સાથી થવું જોઇએ; સચ્ચાઈ શિવાય બીજી કોઈબી ચીજ આપણને પાર ઉતારી શકશે નહી. સાચું બોલવું એ માત્ર આપણી ફરજછે એટલુંજ નહી પણ આપણો પોતાનો ફાયદોછે. એની સાબેતીમા મને કેહેવું જોઇએ કે સર્વથી મોટા બેવકુફો, સર્વથી ઘણા જુઠા હોયછે; એક માણસની પોતાની સાદી સમજણ અને અકલ ઉપરથી આપણ નિર્ભયપણાથી તેનામાં સચ્ચાઈ કેટલીછે તેનો વિચાર કરી શકશું.

---

## ચાલચલણમાં મરતબો.

સર્વથી સારા માણસોનેબી દુનીયામાં માંન મળે તેને માટે આટલું તો ખાસ કરીને ઘણુંજ અગત્યનુંછે કે તેઓએ પોતાની ચાલચલણમાં એક ચોકસ જાતનો મરતબો રાખવો.

## ધાંધલ કરવી.

ધિંગાંમસ્તી તથા ઉછાંછળી રમત કરવાથી, ધાંધલ કરવાથી, વારેઘડીએ મોટેથી અને જોરથી હસવાથી, મશ્કેરી કીધાથી, ઠઠાબાજી અને હસવામાં કોઇની નકળ કરવાથી, અને સારા અને નરસાં માંણુસો વિશેનો વિચાર કરવા વગર એકદમ સર્વ સાથ અતિશય મીલણસારી રાખવાથી કરીને લાયકીવાળા તેમજ ભણેલા માણુસોનોબી તિરસ્કાર થાયછે. આવા લોકોને વાસ્તે, જો આપણ કંઈ પણ સાફ બોલ્યે તો તે એટલુંજ કેહેવાય કે તેઓ ઠોળીઆછે, પણ ઠોળીઆઓ કદિબી આબરૂવાળા કેહેવાતા નથી. સારા અથવા નરસા માણુસોની પિછાંન વગર, સર્વને એક લાકડીએ હાંકવાથી કરીને, તમારાથી જેઓ ઉંચી પદવીવાળા હોયછે, તેઓ નાખુશ થાયછે, અને તમારાથી હલકી પદવીવાળાઓ વાજબીપણાની રીતે પણ કંટાલા ભરેલી અને અનઘટતી રીતે તમારી બરોબરી કરવાને દાવો કરેછે. એક શખ્સ કોઇનુંબી દિલ દુખવ્યા વગર, અને પોતાનો મરતબો સાચવીને, ઘણીજ સરસ રીતે ખુશ મશ્કેરી કરી શકે, પણ તેથી એક ઠોળીઆથી બનતું નથી. અગરજો કોઇબી શખ્સને કોઈ મંડળીમાં તેના કોઈ જાતી ખાસ ઉંચા ગુણને માટે અથવા તેની સારી લાયક ચાલને માટે નહી, પણ કોઈ બીજા સબબોને લીધે દાખલ કીધો હોય અથવા ત્યાહાંનાં મીજલસીઓ તેની દોસ્તી કરવા માંગતા હોય તો યાદ રાખવું કે એવા માણસને કદિબી ત્યાહાં માંન મળવાનું નથી, પણ માત્ર પોતાના ખરચે ત્યાહાંનાં લોકોને રમુજ મળશે. આપણા લોકો જયારે ખાવા પીવા વાડીમાં જાયછે, તારે આપણ તેઓને મોહોડેથી આવી રીતનું બોલવાનું ઘણી વખત સાંભળ્યે છિયે કે, "ફલાણાને આપણી સાથે લેવો, તે હસાવી હસાવીને કલેજાં

દુખવશે" અથવા "ફલાણાને લેવો, તે અચ્છો ગાનારછે," અથવા "ફલાણાને લેવો, તે ઘણું સરસ નાચી જાણેછે," અથવા "પેલાને લેવો, તે ખુબ દારૂ પીએછે; અને આપણને ખુબ રમુજ મળશે," અથવા "ફલાણાને તેડો, તે બધી રમતમાં પુરો છે; અને જબરો જુગારીછે" ઇત્યાદિ. આએબી એક રીતનું મોટપણતો છે ખરૂં, પણ તે સઘળું બદનામી ભરેલું મોટપણ છે, તે પાણી ઉતાર ગુણોછે, અને એવા ગુણોથી એક ટોળીઓ બીજાઓની તરફથી માન અને વખાણને તદન નાલાયક થાયછે, અને પોતાની ઇજત પોતાને હાથેજ ખોયછે. જેબી શખ્સ મંડળીમાં આવા કોઇ નીચ કારણને લીધે વખણાયલો હોય, તેને થોડા વખત તે કારણને લીધેજ ખાલી માંન મળેછે, પણ તે ઉપરાંત તેની ગમે એવી હુશિયારી છતાંબી, તેને કદિબી ખરૂં માંન તથા ઇજત મળતી નથી. માંનતો રહ્યું, પણ ઘણી વખત તેની ઉપર અલાપ લેવામાં આવેછે, અને આપણ દલગીરી સાથ જોઇએ છિયે કે હાથદરાજી અને ધપ્પાબાજી પણ ચાલેછે.

## મગરૂબી.

જેમ ખરી મરદાંનગી અને હિંમત, એ ખાલી પતરાજી અથવા ધોંગાટથી જૂદીછે, અથવા જેમ ખરો હાજર અને ખુશ જવાબ, એ મશકેરી ઠઠાથી જૂદોછે, તેમ આપણી ચાલચલણમાં મરતબો રાખવો, એ મગરૂબીથી તદન જૂદુંછે, એટલુંજ નહી પણ એ બે ગુણો એટલે મરતબો અને મગરૂબી એ બે ગુણો એક એકથી તદન ઉલટાછે, કારણકે મગરૂબીથી જેટલા આપણ હલકા પડયે છિયે તથા બદનામ થઇએ છિયે, તેટલા બીજા કસાથી પડતા નથી. એક મગરૂબ માણસના દાવા મકર તરફ આપણ ગુસાથી વરતવા કરતાં, ટચકાથી તથા તિરસ્કારથી વધારે જોઇએ છિયે,

અને જેમ એક વેપારી પોતાના માલની અતીઘણી મોટી હસવા સરીખી કિંમત માગવાથી આપણ તેની કિંમત છેકજ હસવા સરીખી રીતે ઓછી કરી નાખ્યે છિયે, અને તેને છેકજ ઓછું દાંમ આપવા માગ્યે છિયે, તેમ એક મગરૂબ માણસ જે પોતાને મોહોડે અતિશય માંન માગેછે, તેને આપણ માંનને બદલે તેટલા ધિક્કારથી જોઇએ છિયે, પણ જે કોઈ વાજબી અને ધ્યાંનમાં ઉતરે એટલી કિંમત માગેછે, તેની સાથે આપણ તકરાર કરતા નથી.

## નીચ ખુશામત.

જેમ અવિચારપણાથી ઉલટું બોલવાને લીધે તથા ઘોંગાટથી તકરાર કરવાને લીધે સર્વ કોઇને કંટાલો છુટેછે, તેમ નીચપણાથી ખુસામત કરવાથી અને મોટું ડોળ ઘાલવાથી, આપણી હલકાઈ માલમ પડી આવેછે; પણ આપણું જે મત હોય તે વિશે ભોલાપણામાં બીજાની ખાતરી કરવાથી, અને બીજાઓનું મત જો ખરૂં હોયતો તે સભ્યતાથી સ્વિકારવાથી આપણો દરજ્જો જળવાયછે.

## નકામી તથા જીવ વગરની હરેક ચીજ વિશે તાજુબી બતાવવા વિશે.

નજીવી ચીજોને વાસ્તે નકામી તાજુબી બતાવવી, અને દંમ વગરની જનસો જેઓને વાસતે એક પળ ભર પણ વિચાર કરવો ઘટારત નહી હોય, તેવી ચીજોને સારૂં કંટાલા ભરેલી રીતે ધ્યાંન આપવાથી કરીને માણસ હલકું પડેછે; અને ત્યારપછી વધારે મોટી બાબતોમાં ધ્યાંન આપવાને તે અશકત થાયછે એમ તેને વિશે વાજબીપણાની રીતે ધારવામાં આવેછે. જે વખતે કારદીનલ ચીગીએ કારદીલ ડી રેત્ઝને એવું કહયું કે, તેણે એકજ કલમથી ત્રણ વરસ લગણ લખ્યું અને હજુરબી તે તેવીને તેવીજ સારી હા-

લતમાંછે, ત્યારે તે દાહડેથી તે ઘણોજ સાંકડાં મનનો શખ્સછે, એવું કારદીનલ ડી રેત્ઝે મત બાંધયું.

આપણા દેખાવ તથા હીલચાલમાં બાહેરથી ચોકસ જાતનો ગંભીર દેખાવ રાખવાથી આપણો મરતબો તથા તેક સચવાયછે, પણ તે ઉપરથી એમ નહી સમજવું કે આ-વી રીતનો તેક રાખવા માટે હાજર જવાબ આપવા વગર તથા લાયકી સાથનો ખુશ સ્વભાવ અખત્યાર કીધા વગર આપણ જ્યાંહાં જઇએ તાંહાં મુગા મંતર બેસી રેહવે. હરેક નજીવી ચીજ તથા નાહની વસ્તુને માટે હમેશ તાજુબી ભ-રેલો દેખાવ કરવો તથા જાણે શું લુટાઇ જતું હોય તેમ તે ચીજ જોવા માટે હિયાંથી ત્યાંહાં દોડધાંમ કરવી, એ છાલકાં મગજની મજબૂત નીશાન છે. જેબી શખ્સ દોડા દોડી તથા ગડબડ કરી મુકેછે, તે એવું દેખાડાવેછે કે જે ચીજને વાસ્તે તે એટલી કાળજી બતાવેછે તથા ધાંધલ કરેછે, તે જોકે દંમ વગરની હોયછે તોબી તેને મનસે ઘણીજ મા-હાભારતછે, અને એવી ચાલથી તેનું છાલકું મગજ જ-ણાઇ આવેછે.

જેમ બદી અને ગુનાહમાં ગરક ગયલો માણસ પોતા-નો મરતબો જાળવવાનું ડાળ ઘાલેછે, તથા દાવો કરે છે, તેમ એક માણસ બીજાની લાત ખાઇનેબી તેની સાંમએ હિંમતથી ઉભું રેહેવાનું ડાળ ઘાલેછે, પણ આવા મા-ણસો બીજાઓની નજરમાં વધારે ખરાબ નહી લાગે તેને વાસ્તે આએતો અગત્યનુ છે કે તેઓએ બાહેરથી સર્વ સાથ લાયકી દેખડાવવી તથા તેક રાખવો. આએ ગુણ બીજા બોલોમાં બોલ્યેતો તે સલુકાઇ અથવા અદબ કરીને કેહેવાયછે.

## મનના એક પક્કા ઠરાવની સાથે ચાલચલણમાં ભલમનસાઈ રાખવી તે વિશે.

આપણી જીંદગીના દરએક સંબંધમાં આપણા મનના પક્કા ઠરાવની સાથે જો આપણી ચાલચલણમાં ભલમનસાઈ રાખી હોયતો તે જેવું દુનીયામાં વરતવા માટે જેવું કાંમનું અને અગત્યનું હોયછે, તેવું બીજું કાંઇ નથી. મનનો એક પક્કો ઠરાવ બતાવવા વિના ખાલી ભલમનસાઈ દેખડા-વાથી આપણી સભ્ય ચાલ નીચ તથા હીચકારી દેખાયછે, અને જાણે આપણામાં કંઈ રીતનું પાણી નહી હોય એમ લાગેછે; એજ પ્રમાણે ભલમનસાઇ વગર બધી વખતે આપ-ણા મનના એકાદ પક્કા ઠરાવનેજ વળગી રેહેવાથી, અને ન-રમાસપણાથી તથા ધીરજથી શાંતપણું અખત્યાર નહી કી-ધાથી, આપણ બીજા લોકોની નજરમાં ઘણા સખ્ત અને ઘાતકી માલમ પડયે છિયે અને જોશોતો તે વાજબીછે; એટલું છતાંબી એ બંને ગુણો કોઈ કદાચજ એક માણસમાં મેલાયલા હોયછે. ગરમ અને તુંદ મીજાસનો માણસ પો-તાના તેજી સ્વભાવથી ભલમનસાઇનો તિરસ્કાર કરેછે, અને માત્ર માથાંમાં પવન રાખીને કોઇનીબી દરકાર કીધા વગર, પોતાના મનના એક ઠરાવ પ્રમાણે ચાલવાને, અને ફતેમંદી મેળવવાની આશા રાખેછે. કદાચ કોઈ મોટા ઇત્તિફાકથી, કોઇ કોઈ વખત જયારે તેને માત્ર નબળા અને હીચકારા લોકો સાથે કાંમ પડયું હોયછે તારે તે ફાવેછે ખરો; પણ અંતે જે હાલતે તે પુગેછે તે એજછે કે બીજાઓનું દિલ દુખવી, તેઓને ગુસો ઉપજાવી, તેઓનો ધિક્કાર મેળવીને પોતે પોતાના કાંમમાં નાસીપાસ થાયછે. બીજા હાથ ઉપર બંડું, કાવાદાવાવાળું માણસ પોતાની મતલબમાં ફાવવા માટે, પોતાની ચાલચલણમાં ભલમનસાઈજ વાપડવાનું દરૂ-

સ્ત ધારેછે; તે વખત પ્રમાણે વાત કરેછે અને બધાને રાજી રાખવાની કોશિસ કરેછે; તેની પાસે તેનો પોતાનો કોઈ પક્કો ઠરાવ કીધેલો હોતો નથી, અને તરત વેળા જે માણસની સાથે તે સંબંધમાં આવેછે, તેના તે વખતના મત પ્રમાણે, પોતે એકમત થઈ, ખુશામત તથા ગોલામગીરીથી તે મત કબુલ રાખેછે: બેવકુફોની વખાંણ મેળવવા માટે ને તેઓના પેટમાં ભરાયછે, પણ તે જલદીથી માલમ પડી આવેછે, અને દરએક જન ખચીત તેને ધિક્કારેછે. પણ એક ડાહયો માણસ (કે જે ઉપર લખેલા કાવાદાવા અને તુંદ મીજાસવાળાથી તદન જૂદોજ શખ્સ હોયછે), એ બંને ગુણો એટલે કે સાલેસ ચાલચલણ તથા મકંમ મનના ઠરાવ પ્રમાંણે ચાલેછે.

## નરમાસથી હુકમ ફરમાવો.

હુકમ અને નરમાસ એ બે ગુણોના જોડાવાથી જે ફાયદા હાંસલ થાયછે, તે અજાએબ જેવા તથા ઓલા હોયછે. જેમકે અગરજો તમો કોઈ ઓહ્દા ઉપર હોવો, અને હુકમ કરવાનો તમોને હક હોય તો તે હુકમો જો નરમાસથી અને ભલમનસાઇથી કરવામાં આવેતો તે ખુશીથી અને આનંદથી અને તેટલા વાસ્તે ઘણીજ સારી રીતે બજા લાવ્યામાં આવશે; પણ જો જંગલીપણાથી હુકમ કીધો હોય તો તે બજા લાવવાને બદલે તમારા હાથ તળેનાઓ તમોને તરેહવાર કારણો આપશે અને બાહાનાં બતાવશે. જ્યાંહાં તમોને હુકમ કરવાનો હક હોય તાંહાં થંડ પેટે અને મુસ્તકિમ ઠરાવથી એવું દેખડાવો કે તે હુકમ પ્રમાણે સર્વ કોઇને ચાલવું પડશે; પણ તેજ વખતે એટલે કે હુકમ ફરમાવતી વખતે, જો બોલવા ચાલવામાં ભલમનસાઈ અને મિઠાસ રાખ્યો હોય તો તમારી ફરમાંનબરદારી તેઓ મોટા આનંદથી કરશે; એ-

ટલુંજ નહીં પણ જે અદેખાઈ તમારી ઉંચી પદવીને લીધે તમારે વિશે લાગતી હશે, તે પણ કેટલીએક રીતે નરમ પડશે.

**કોઈનીબી મદદ માંગો તે નરમાસથી માગો.**

જો તમો કોઇની મદદ માંગતા હોવો, અથવા તમારૂં લેણું પતાવવા અર્જ કરતા હોવો તો તે પણ નરમાસપણાથી તમારે કરવું જોઇએ, નહીતો કે જેઓની મરજી તમોને ના કેહેવાની હશે, તેઓ તમારા તુંદ મીજાજથી ગુસે થઇને તમોને ખચીત એમજ કેહેશે કે "હમો તમારૂં બોલેલું સાંભળવા માંગતા નથી", અથવાતો "તમારે જોઇએ તે કરો, કોરટનાં બારણાં ખોલાંછે"; તોબી બીજા હાથપર મુસ્તકિમ ખંતીપણાથી અને સલુકાઇથી તમારાં બોલેલાંને વળગી રહીને તમારી તરફથી મકંમપણું તથા જે ઠરાવ તમોએ કીધો હોય તે દેખડાવો. જે માણસો અને મુખ્ય કરીને મોટી પદવીવાળા તથા પૈસાવાળા લોકો જે કંઈ સારાં કાંમો કરેછે, તેની મતલબ જોશોતો બીજી રીતની હોયછે. હરેક કાંમ કરતી વખતે તે સારૂં છે વાસ્તે કરવુંજ જોઇએ, અને એમાં ખોદા રાજીછે, અને મનુષ્યજાતીને ફાયદો થશે, માટે તન, મન, અને ધન ખરચીને તે સરંનજામ પુગાડવું જોઇએ, એવા પૈસાવાળા લોકો ઘણાજ થોડા હોયછે. એ લોકો જે આસરો તેઓ રાસ્તી તથા સારાં કાંમમાં આપવા ના પાડેછે, તે તેઓ વારેઘડીએ લોકોના ડરથી તથા કાલાવાળાથી આપવાને કબુલ કરેછે. જો તમારાથી બની શકેતો ભલમનસાઇથી અને નરમાસપણાથી તેઓનું દિલ તમારી તરફ ખેંચો; કંઈ નહીતો એવી રીતે વાત કરો કે તેઓને ગુસે થવાનું કારણ નહી મળે; પણ તેઓ સોડથી ઇનસાફની રાહે તકરાર કરીને અથવા તેઓ ભલા દિલનાછે એ વિચાર મનમાં રાખીને જે મદદ માંગવાને તમો કોકટની

મેહેનત કરો, તે કરતાં જે દુનીયાઇ ડર તેઓ રાખેછે, તથા જે સુખચેન તેઓ ભોગવેછે, તે ધ્યાનમાં રાખીને તમે મકમ ઠરાવથી અને ખંતીપણાથી તેઓને મનાવવાની સંભાળ લેવો. જેમ વાહાડકાપ કરનારા ડાકતરોના દિલ માણસોના દરદો તરફ કઠણ થઈ ગયાં હોયછે અને નીતરોજ દરદો જોવાથી તેઓની છાતી ધાડી થઇ હોયછે, તેમ મોટા લોકોનું દિલ પણ માણસની તંગ હાલત તથા તેના દુઃખ વિશે રોજ રોજ હેવાલ સાંભળ્યાથી કઠણ થયલું હોયછે; વળી કેટલાએકો જુઠી રીતે ઢોંગ કરીને પૈસા ઓકાવાની યત્ન કરેછે, જેથી કરીને કોણને ખરી અને ઘટતી મદદ કરવી અને કોણને નહી કરવી તે તે લોકો જાણી શકતા નથી. એટલા વાસ્તે એવા લોકો રાસ્તીપણાને ખાતર અને ઇનસાનીયત તરફ રેહેમ રાખીને મદદ કરશે એવું માનવાના કરતાં તેઓને બીજી રીતે સમજાવવા જોઇએછે. તેઓની મેહેરબાની અદબ અદાથી વસ કરવી જોઇએ, જે સુખ તથા આશાએસ તેઓ ભોગવેછે, તે કેવી તકદીલીછે, પૈસા કેવા ધાડી પળનાછે એવું એવું આજીજીથી કંટાળ્યા વગર તેઓને સમજાવવું જોઇએછે, અથવા જો તેઓ બિહીકણ હોયતો સભ્યતાથી ગુસ્સે થઇને એવું દેખડાવો કે જાણે જો તેઓ તમારી અર્જ કબુલ નહી કરશેતો તમો તેનો કીનો લેવાને કદિબી ચુકશો નહી. દુનીયામાં સર્વ કોઈ આપણને ધિક્કારવા વગર ચાહે અને દુશ્મની રાખવા વગર આપણો ડર કરે, એને સારૂં જો કોઈ કાંનુન જોશેતો તે એજ છે. એવી રીતે ચાલવાથી કરીને આપણી ચાલચલણ મરતબા ભરેલી લાગેછે; અને દરેક ડાહયા માણસને પોતાનો મરતબો જાલવવાને તજવીજ કરવી જોઇએ.

---

## સ્વભાવ આકળો થવાથી અટકાવો.

જો તમો એવું જાણો કે તમારો સ્વભાવ આકળોછે અને તમારેથી ચહડતી પદવીવાળા, તમારા બરોબરીઆ, અને તમારેથી ઉતરતાઓ તરફ અવિચારી રીતે અને તમારા હાથમાં નહી રહી શકે એવી રીતે ગુસો થઈ આવેછે, અને અસભ્ય વાકયો ઓચરાઈ જવાયછે, તો સંભાલથી તેવા બીજાસને અટકાવો અને તમારી મદદે અદબ અદાને બોલાવો. ગુસ્સાથી તમુને પેહેલ જેવો જોસ થઈ આવે તેવો જ્યાંલગણ તે થંડો પડે ત્યાંહાંલગણ મુગા રેહેવો. તે સાથે વળી એટલા લગણ સંભાલ લેવો કે તમારા ચેહેરા વતીકનેબી ગુસા ભરેલો થવાથી અટકાવો, જેથી તમારો પિત્તો ઉછળી આયોછે એવું બીજાઓને માલમ પડે નહીં. કાંમકાજમાં એ એક ઘણીજ ફાયદાકારક વાતછે; બીજા હાથ ઉપર, તમારી તરફથી મુરવત અથવા ખુશી કરવાની ખાલી ઇચ્છા બતાવીને, અથવા બીજાઓના ફુસલાવવાથી, પતાવવાથી, અથવા ખુશામતથી જે બાબદ તમુને ઇનસાફની રાહે દરૂસ્ત લાગે, તેનાથી એક રતીભારબી પાછા હટતા ના; પણ પાછા તમારી બાબત ઉપર આવો, બજીદ થાવો, તેની પુઠે વલગો, અને તમુને માલમ પડશે કે જે ચીજો બની શકે એવી હોશે તો તમો તેમાં ફાવ્યા વિના રેહેશો નહી. ઘેરવાજબી અને નિર્દય લોકોને જો આપણ દબી જઇને હીચકારાપણાથી ભલમનસાઈ બતાવ્યે તો તે લોકો તેનો ઘેરઉપયોગ કરીને આપણને અપમાન આપશે; પણ જો સાલેસાઇની સાથે ખંતીપણું અને મકમ ઠરાવ રાખ્યો હોય તો, તેવા માણસને હમેશાં માન મળેછે અને ઘણુંકરીને તે ફતેહ પાંમેછે.

તમારી દોસ્તીમાં તથા સંબંધમાં તેમજ તમારી દુશ્મનીમાંબી આએ કાયદો ચોકસ કરી કાંમનોછે તે એ કે ત-

મારા મક્કમપણાથી અને બળથી લોકો તમારી દોસ્તી કરવાને ઇનતેજાર રહે એમ કરો. પણ તેમ તેજ વખતે તમારી ચાલ એવી રાખો કે જેથી તમારા દોસ્તો તમારા દુશ્મન નહી થાય તથા તેઓને લાગતા વલગતાઓ તમારી સાથે દુશ્મની નહી કરે; તમારી ભલમનસાઇથી તમારા દુશ્મનોને વસ કરો; અને તમોને કદીબી નુકસાન કરવાને તેઓ શરમાએ એવું કરો; પણ તેજ વખતે જે ગુસો વાજબીપણાની રાહે તમોને તેઓ ઉપર લાગતો હોય તે તેઓને સારી તરેહથી લાગવા દેઓ; કાંએકે કીનો રાખવો (કે જે એક સાંકડાં મનની નીશાનછે) તેની અને વાજબીપણાથી અને ડાહાપણથી આપણ આપણો પોતાનો બચાવ મુશ્તકીમ રીતે કરીએ, એ બેમાં ઘણો મોટો તફાવત છે.

## તમારા બરોબરીઆ અથવા હરીફોની સાથે આદરસત્કારથી ચાલો.

કેટલાએક લોકો પોતાના બરોબરીઆ હરીફો અથવા સાંમેની બારદુવાળાઓની સાથે ખુશાહલીથી તથા આદરસત્કારથી ચાલી શકતા નથી, તો જોકે એવી બરોબરી ભાગ ચોઘડીએ નહી થઈ હતેતો તેઓ તેઓને ચાહાતે, અને તેઓની વખાંણ કરતે. મંડળીમાં તેઓ પોતાના બરોબરીઆઓની સાથે અસભ્યતાથી ચાલેછે, અને જાણે પોતે તેઓથી બિહીતા હોય એવું તેઓના ચેહેડા ઉપરથી માલમ પડી આવેછે, અને તેઓને ઉંઘાડા પાડવા તથા હલકું લગાડવા ગમે એવી પણ નજીવી ચોજને વળગેછે. એમ કીધાથી પોતાના હરીફો કે જેઓ તેઓને થોડાવારજ અને તેબી કોઈ કોઈ વખત સાંમે થાયછે, તેઓને હમેશના પોતાના દુશ્મન કરેછે. પણ કાંમકાજમાં ઠઠા મશ્કેરી નુકસાનકારક હોયછે; અને ખરૂં પુછશો તો ધંધા રોજગારમાં જે

ફતેહમંદી મળેછે, તે માત્ર ચોખ્ખી અને સારી ચાલ ચાલવાથી અને વાજબીપણાથી ચાલવાથીજ છે. એવી જગ્યા ઉપર એટલે જયાહાં આપણને આપણા બરોબરીઆઓ સાથ કાંમ પડયું હોય અને જેઓનો મનસુબો આપણ જાણતા હોઇએ ત્યાં આપણને અગત્ય કરીને વધારે નમ્રતાઈ ભરેલા, ખુશાહલ અને ભોળા થવું જોઇએ. એવી ચાલને સાધારણ રીતે બોલતાં લોકો મોટા મન અને સખાવત ભરેલાં દિલની નીશાન સમજેછે, પણ ખરૂં પુછોતો એવી ચાલને સાદી સમજણવાળી અને તલાવતવાળી કેહેવી જોઇએ. હરીફની સાથે જે કાંમ આપણને પડે, તે કાંમ સરનજાંમ પુગાડવાની રીત જોશો તો તે રીત ખાસ કાંમના જેટલીજ અગત્યની છે; કોઇને તમો કંઈ તરેહનો ફાયદો કરીને તમારી મેહેરબાંનગી તેની ઉપર બતાવો તો તે મેહેરબાંનગી કડોડી રીતે અને અસભ્યતાપણાથી બતાવ્યાથી તે તમારો દોસ્તને બદલે દુશ્મન થશે; તેમજ તમો કોઇને અપકાર કરો તો તે અપકાર કરવાની રીતી સારી હોવાથી તે તમારો દુશ્મન થવાને બદલે દોસ્ત થઈ પડશે. ટુકમાં બોલ્યેતો, ધર્મ સંબંધી તથા નીતિ સંબંધી ફરજો બજાવવા માટે જેટલું હાલ આપણ જાણ્યે છિયે, તે વિચારમાં લેતાં આણણને માલમ પડેછે કે મનના પક્કા ઠરાવની સાથ ભલમનસાઈ બતાવવી, એજ દુનીયામાં આપણી જીંદગી ગુજારવાની સર્વથી સારી રીતીછે.

## નીતિવાન ચાલચલણ.

એક માણસની નીતિ સંબંધી ચાલ માત્ર ચોખ્ખી હોવી જોઇએ, એટલુંજ નહી પણ તેને વિશે કોઈ પણ કદિખી શક લાવે નહી એવી હોવી જોઇએ. નીતિની બાબતમાં જરા પણ ડાઘ અથવા ખાંપણ હોવાથી, જન્મ સુધી તેને

નરસું લાગેછે. એથી કરીને તે જેટલો હલકો પડેછે તથા બદનામ થાયછે તેટલો તે બીજાં કસાથી હલકો પડતો નથી, કાંએકે તેને વિશે ખરાબ મત બેસેછે, તથા લોકો ઉશ્કેરાઇને તેની તરફ ધિક્કાર અને ફીતકારથી જોયછે. આટલું છતાંબી, દુનીયામાં એવાબી કંગાલો તથા સાદા લોકો વસેછે, કે જેઓ જાતી બદફેલ તથા લુચ્છા હોવાથી સારી નીતિવાન અથવા નરસી ચાલને લગતા સઘળા વિચારોને હસી નાખેછે, તથા હરેક કાંમમાં પાપ અથવા સવાબ શું તે ગણકારતા નથી, અને તેઓ ખાતરીથી એવું કેહેછે કે પાપ સવાબ જેવું કાંઇ છે નહી; નીતિ એ બોલ ખ્યાલીછે, અને એતો માત્ર ખાસ કરીને જૂદા જૂદા દેશોની ચાલચલણ તથા ચાલતા રવૈયા ઉપર મુખ્ય કરીને આધાર રાખેછે. એતો રહયું પણ એવા લોકો કરતાંબી વધારે ખરાબ અને કંગાલ લોકો દુનીયામાં હોયછે, જેઓ પોતાના પાપી કાંમોનો કાંઇ પણ બચાવ કરી શકતા નથી; બોલેછે એક વાત તો કરેછે બીજી. એ લોકો એવા હોયછે કે જેઓ પોતે નીતિને લગતી એક વાત નહી માંનવા છતાં ઉલટી રીતે બદનામી ભરેલા, પાપી અને ઉલટા વિચારો દુનીયામાં ફેલાવેછે. એવા લોકોની જેમ બને તેમ સંગત છોડો, કારણ કે જેઓ તેઓની દોસ્તી રાખેછે તેઓ ઉપર પણ આવી બેહુરમતી ચાલ ચાલવાનો છાંયો પડેછે. પણ કોઇ ઇત્તિફાકથી જો તમો કોઇ વખત એવા લોકોના સંબંધમાં અગરજો આવો તો તેઓના મોહોડાંમાંથી નીકળતાં એવાં બેહુરમતી ભરેલાં તત્વો ગમે એવી ભલમનસાઇથી, સારા સ્વભાવથી અથવા રંગીલી રીતે બોલાતાં હોય તોબી તમોને તેવાં મતોને શાબાશીના પોકારો આપીને પસંદ કરવાં જોઇએ નહી; એટલુંજ નહી પણ તે લોકોને રાજી રાખવાની નીચ મતલબથી તમો તે માનોછો, એવો દેખાવ પણ

કરતા ના. બીજા હાથ ઉપર તેઓની એવી નીતિને ભંગ કરનારી બાબત કે જે જાતી આપણા વિચારને લાયકની છેજ નહી, તે ઉપર તેઓની સાથે વિવાદ કરતા ના, અથવા ગંભીરાઇથી તકરાર કરતા ના; પણ એટલુંજ કહીને સંતોષ પામો કે, "હમો આશા રાખ્યે છિયે કે તમો આએ વાત ગંભીરાઇથી બોલતા નહી હોશો, એટલે કે હમો તમારી વાત મશકેરીમાં કાહાડી નાખ્યે છિયે, અને તમો જેટલું ધારોછો તેના કરતાં હમોને તમારે વિશે વધારે ઉંચું મત છે; અને હમારી ખાતરી છે કે તમો જે ધર્મોપદેશ કરોછો તે માફક તમો ચાલતા હોશો નહી." પણ આટલું બોલીને તેઓ ઉપર મોંડું મુકો, અને ત્યાર પછી તેઓની સંગત હમેશ ધિક્કારો.

એક માણસની નીતિ સંબંધી ચાલ જેવી બારીક ચીજ બીજી કોઇબી નથી, અને પાક રેહેવા માટે એ જેવું તેના પોતાના ફાયદાકારકછે તેવું બીજું કાંઈ નથી. તેને વિશે એવો શક જાય કે તે બેઇનસાફી, કિનાખોર, વિશ્વાસઘાત કરનારો અને જુઠોછે, તો પછી તેની ગમે એવી બુદ્ધિ અથવા વિદ્યા છતાં તે કદિબી વખાંણ, દોસ્તી અથવા આબરૂ મેળવી શકવાનો નથી. હું તેથી કરીને તમુને તમારી નીતિ સંબંધી ચાલ વિશે એવી ભલામણ કરૂંછું કે અતિશય બારીકીથી અને તપાસ રાખીને ચાલો અને તેને જરાબી ડાઘ લાગે એવી કોઇબી ચીજ નહી બોલવાની, અથવા નહી કરવાની બેહદ સંભાલ લેવો. સઘળી વખતે નેકીના સાથી થાવો, તેના જાની દોસ્ત થઈ રેહેવો પણ કોઇબી કાળે દાંડાઈ કરી તેના નામને અપમાંન પોહોચાડતા ના. કરનલ ચારત્રીસ જેવો શખ્સબી (કે જે દુનીયામાં સર્વથી વખાણાયલો એક લુચ્છો હતો, અને જેણે સઘળી જાતના ગુનાહો કરીને બેહદ દોલત એકઠી કીધી હતી) ખરાબ ચા-

લના ગેરફાયદાથી સારી રીતે વાકેફ હતો; તેને એક દહાડે એક જણે એવું બોલતાં સાંભળ્યો હતો કે "જોકે ખાસ નેકીને માટે હું એક અરધીબી નહી આપું, તોબી એક સારી ચાલ અથવા એક સારાં નાંમને માટે એકલાખ રૂપીઆ આપું; કાંએકે સારૂં નાંમ જો આશકારા થયું હોશેતો તેથી દશલાખ રૂપીઆ હું એકઠા કરી શકશ." ત્યારે હવે વિચાર કરો કે એક ડાહયો ચોર કે જે એક સારાં નાંમને માટે આટલી મોટી રકમ આપવા તૈયાર થાય, તે એક પ્રમાણીક માણસ કેમ જતું મુકે?

ઉપર લખેલી બદીઓમાં એક બદી એવી છે કે જેમાં સારી કેળવણીવાળા અને તેબી સારા ગુણવાળા અને ધર્મી લોકો ફસી પડેછે. મારી મતલબ હાલ જુઠાંપણા વિશે બોલવાની છે, પોતાના ખુદ બચાવને માટે અથવા લોકોનું ભલું કરવાના ખ્યાલી વિચારથી પોતાની હાથચાલાકી અને હીકમત (કે જે બે તેઓમાં બીલકુલ હોતી નથી) લડાવવા જતાં તેઓ ફસી પડેછે, તો જોકે તેઓની નેમ અંદરખાનેથી કદાચ ઘણી સારી અને માત્ર કોઈનું ભલુંજ કરવાની પણ હોય. ઘણી વખત આપણ સારાં લોકોને મોહોડે સાંભળ્યે છિયે કે કોઈને ફાંસી જતાં બચાવવો અને કોઈનું ઘેર સાંધવું, એને માટે જુઠું બોલવું એ પાપ નહી પણ સવાબ છે. પણ આવી રીતના વિચારો ઘણુજ ભુલ ભરેલાછે, અને એવી ભુલ કેળવાએળા અને સારાં માણસોએ કરવી જોઈતી નથી, કારણ કે એનું પરિણામ અંતે રૂસવાઈ શિવાય બીજું કાંઈ આવતું નથી. જુઠાપણાને વિશે મેં મારા વિચાર આગળ ઘણા સમજ પડે એવી પુરતી રીતે આપેલાછે, માટે હાલ હું વધારે બોલવા માંગતી નથી: તેથી કરીને હું હાલ આએ બાબત તમોને એક અર્જ કરીને બંધ કરૂં છું, તે

એકે તમે સચાઈને તમારો સદાનો સાથી અને દોસ્ત કરો. સચાઈને માટે આપણા નેઆગાનો વખાણાયલાછે. એ આપણા ધર્મની અને ખોદા તરફની એક પાક ફરજછે. પણ હવે એ બાબત છોડી દેઈ મારે તમોને એ બોલ નીતિ સંબંધી એટલુંજ કેહેવુંછે કે તમારી નીતિને લગતી ચાલ ચલણ ખરાં જીગરથી પાક રાખો. તમારી દામનને કદિબી ડાઘ લાગવા દેઓના; ટુકમાં તેને નિર્મળ, ચોખી, કલંક વગરની અને કોઈબી શક લેઈ નહી જાએ એવી રાખો. જો તમારી બાજુ મજબુત હોશે, એટલેકે તમો ખરેખર પાક અને નીતિવાન હોશોતો બીજા લોકોની બદગોઈ અને નિંદાથી તમોને કદિબી એક રતીભારબી નુકશાન થનાર નથી.

## ઘણીજ સાધારણ અને હુલકી કીસમની બાબતો.

જે વાતો ચુથાઈ ચવાઈ ગયલી, અને સર્વને મ્હોડે આવી ગયલી હોય તેવી વાતો કરતા ના, માંનતા ના અથવા પસંદ કરતા ના. એવી સાધારણ બાબતોને લગતી વાતો, અકડબાજો અને ઇશકી લોકો કરવાને ઘણું પસંદ કરેછે, પણ જે કોઈ હાજર જવાબ આપી શકે તેવા લોકો એવી સાધારણ વાતો કરનારાઓને અંતઃકરણથી ધિક્કારેછે, અને એવી બાબતોને વિશે જે કોઈ હાજર જવાબ સમજીને ટાહ્લો મારેછે, તે ઉપર સમજુ લોકો હસવાનેબી શરમાયછે. એવી સાધારણ વાતોને લગતી એક વાત ધર્મ વિશે હોયછે.

## ધર્મ.

ધર્મ ઉપર પોતાના વિચાર આપવાને એવા લોકોને ઘણું પસંદ પડેછે; તેઓને મનસે ધર્મ જેવું દુનીયામાં કંઇજ નથી, પણ એતો માત્ર ધર્મગુરૂઓએ પોતાના પેટને વાસ્તે અને દુનીયાઈ ફાયદો મેળવવા માટે વગર ભણેલા લોકોની

સોડથી પૈસા ઓકાવવાને કાજ અને તેઓ ઉપર પોતાનો કાબુ ચલાવવા ઉભો કીધેલો ઢોંગ હોયછે. આવા ભુલ ભરેલા વિચારથી તેઓ મોબેદોને, દસ્તુરોને, પાદરીઓ અને બ્રાહ્મણ લોકો અને બીજા ધર્મના સર્વે ઉપાધ્યાઓને અપમાન આપવામાં ઉલટ લેછે, પણ એ જોશો તો એક ચુથાઈ ચવાઈ ગયલી વાતછે, અને જેમાં રસકસ બીલકુળ હોતો નથી. આએ લોકોને મનથી દરએક ધર્મના ઉપાધ્યાઓ જાહેર રીતે અથવા છુપી રીતે પોતાના ધર્મ ઉપર ઇતબાર રાખતા નથી અને તેઓ છાકટા અથવા બદફેલીના બાં હોયછે. પણ એથી ઉલટું મારી તરફથી હું એવું માનુછું કે બિચારા મોબેદો, દસ્તુરો, પાદરીઓ અને બ્રાહ્મણોબી બીજા માણસોના જેવાજ હોયછે, અને તેઓએ દાઢી રાખી અથવા જામો પીછોડી અથવા જભો પેહેડયો, તો શું થયું—એટલા વાસ્તે આપણ કરતાં તેઓ વધારે સારા અથવા ખરાબ કેહેવાય નહી; પણ જો આપણામાં અને તેઓમાં કાંઈ પણ તફાવત હોયતો તે તફાવત એટલોજછે કે તે બીજા લોકોને ધર્મી અને નીતિવાન કરવાને કાજેછે; એટલા સારૂં અથવા કંઈ નહીતો તેઓની ઉંચી કેળવણી અને ઓદાઇ રાહને ખાતર આપણને તે લોકોને માન આપવું જોઇએ.

## લગન.

ઓઠી રીતે હાજર જવાબ આપવાને માટે, તથા જીવ વગરની મશકેરી ઠઠા કરવા થકી સાધારણ લોકોને બીજી એક સાધારણ બાબત ઉપર ઉતરી પડવાની જે ટેવ પડી હોયછે, તે લગન સંબંધી છે. એવા લોકોના વિચાર પ્રમાણે દરેક ધણી ધણીઆણી બાહેરથી ગમે એવો અરસપરસ પ્યાર ભરેલો દેખાવ રાખવા છતાં, તેઓ એકએકને જીગરથી ધિક્કારેછે. ધણી પોતાની બાયડીની કંઈ પણ દરકાર કરતો નથી

અને પરણેલી બાયડી નામે બદફેલ અને અનીતિવાન હોયછે. પણ હું તો મારી તરફથી એવું માનુછું કે એવું બોલવામાં કંઈ પણ સચાઈ છેજ નહી, અને કમનસીબે અગરજો હજારમાં એકાદ એવો દાખલો બને તો, આપણને તેનો દોશ લગનની વખતે જે આશિર્વાદ નાખવામાં આવેછે, અને જે ક્રિયા થાયછે, તે ઉપર મુકવો જોઇતો નથી. લગનની ક્રિયા કે જે દુનીયાઈ રેવાજ અને રીત પ્રમાણે કરવામાં આવેછે તેને, અને માટી બઈરીના અરસપરસ પ્યાર અથવા ધિક્કારને કંઈ પણ લાગતું વળગતું છેજ નહી; લગન કરવા બાદ અરસપરસનો પ્યાર અથવા ધિક્કાર, ખરૂં પુછાવો તો એક એક સાથ વસવા પછી શરૂ થાયછે, અને એવા પ્યાર અથવા ધિક્કારનું કારણ જોશો તો તે એકએકના મતફેરને લીધે હોયછે, નહી કે ખાલી લગનની નામની ક્રિયાને લીધે. બીજું એકે જેઓ લગનની ક્રિયા કીધા વગર માટી બઈરી દાખલ રેહેછે, તેઓ વચ્ચે પણ એવો પ્યાર અથવા ધિક્કાર આપણ જોઇએ છિયે.

## રાજાની દરબારો અને ગરીબની ઝુપડીઓ.

હજુર એક એવી કુચા જેવી અને સાધારણ ત્રીજી બાબત રહેલીછે, જેને વિશે કેટલાએક લોકો તપા મારવા તથા ટીકા કરવાને આતુરમંદ હોયછે. એ બાબત અદાલતો સંબંધી હોયછે. તેઓના વિચાર પ્રમાણે અદાલતો એ કંઈજ નહી પણ જુઠાપણાની જગ્યાઓછે અને ત્યાં જુઠાનું સાચું અને સાચાંનું જુઠું થાયછે. મને કેહેવું જોઇએ કે ઉપર લખ્યું તે પ્રમાણે આએ વિચારખી તદનજ ભુલ ભરેલોછે. અદાલતોમાં અને દરબારોમાં, જુઠાપણું અને ઢોંગ બચાત નજરે પડેછે ખરૂં; પણ એવું જુઠાપણું અને ઢોંગ કયાંહાં નથી નજરે પડતું ? એતો સર્વે ઠેકાણે ચાલતું આ-

વેલુંછે, અને એવું તો કાંઈ છેજ નહી, કે જુઠાપણું અને ઢોંગ રાજમંદીરોમાં ચાલતું હોય અને ગરીબ ગાંમડીયાની ઝુપડીઓમાં નહી ચાલતું હોય. દગો ફટકો, કાવાદાવા અને જુઠાપણું એ જેમ રાજમંદીરોમાં તેમજ ઝુપડીઓમાં પણ આપણને એકસરખી રીતે હમેશ નજરે પડેછે; પણ માત્ર તફાવત એટલોજછે કે ઝુપડીઓમાં રેહેતા ગરીબ લોકોની બોલવા ચાલવાની રીતી વધારે કફોડી તથા ખરાબ હોયછે, અને બીજા હાથ ઉપર દરબારોમાં બાહેરથી ભપકો તથા દમામ માલમ પડેછે. રાજમંદીરમાં જેમ બે દરબારી મનુષ્યો પોતાના પાદશાહના માનીતા થવાને માટે તરેહવાર યુક્તિ લડાવીને એકએકને હઠાવી દેવાની કોશિસ કરેછે, તેમ એક ગાંમડાંમાંના કોઈબી બે ખેડુતોબી પોતાના ફાયદાને માટે એકએકને તલાવત તથા દગાથી પાસેના ગાંમમાં જયાહાં બજાર ભરાતું હોય ત્યાહાં પોતાનો માલ ખપાવવાની અથવા પોતાના ગાંમના ધણીની મેહેરબાની મેળવવા માટે તરેહવાર ઠગાઈ તથા કાવાદાવા રમેછે. ગાંમડાં સંબંધી લોકોના **નિર્દોશપણા** વિશે અને **સચાઈ** વિશે અને રાજમંદીરોના લોકોના **દગા** સંબંધી સાહેરો ગમે એવું લખે, અને બેવકુફ લોકો ગમે એવું તે માંને, તોબી આએ વાતતો બેશક ખરીછે કે ગાંમડીયાઓ તથા ભરવાડો, તેમજ પ્રધાનો, વકીલો અને ધર્મના ઉપાધ્યાઓ એ સર્વે મનુષ્યોજ છે; તેઓ બધાના ખવાસ અને જુસ્સાઓ એકજ જાતના હોયછે, માત્ર તેઓ જૂદી જૂદી રીતે દેખાડવામાં આવેછે.

પ્રજાઓ અને ધંધાઓ સંબંધી આવી રીતની ચુથાઈ ચવાઈ ગયલી ઉપર લખેલી ત્રણ જાતની વાતો અને એઓના જેવી બીજી બાબતો કે (જે જેમ સાચી હોયછે તેમ જુઠીબી હોયછે) તેઓની મદદ એવા લોકો લેછે કે

જેઓની પાસે કાંઈ પણ હાજર જવાબ હોતો નથી, અથવા જેઓમાં કંઇ નવું શોધી કાહાડીને બોલવાની શક્તિ પણ નથી; અને તેથી કરીને તે લોકો મંડળીઓમાં બીરાજી નિકળવાને સારૂં આરકતરી બીજી ભલતી અને હલકી બાબતો ઉપર ઉતરી પડેછે. આવા બેઅદબ વાંદરો અને અકડબાજોને કોઠું નહી આપવાની હું ભલામણ કરૂંછું, અને જારે તેઓ કંઈ પણ ઠઠા મશકેરીથી બોલીને આપણને હસાવાની આશા રાખે તે વખતે આપણને અતિશય ગંભીર થઇ જવું જોઇએ; અને જાણે તેઓએ સઘળી વાત પુરી કીધી નહી હોય, અને જાણે તમો પોતે તે ઉપર ધ્યાંન આપવા માંગતા પણ નથી, તેમ આએ પ્રમાણે બોલીને તે વાત ઉદાવો કે "સારૂં પણ તે;" અને કંઈ બીજી વાત ઉપર આવો. આવી રીતે ઘોંઘલ કીધાથી તેઓને આગળ બોલવાનું કંઈ સુજ પડશે નહી, કાંએકે તેઓમાં પોતાની કોઇ પણ તોડ કે યુક્તિ હોતી નથી, પણ માત્ર એકની એક મશકેરી જે ચુથી ચવાઈ ગયલી હોયછે, તે ઉપરજ તેઓનો આધાર હમેશ હોયછે. પણ જેઓ ખરેખર બુદ્ધિવાળા તથા હાજર જવાબી હોયછે તેઓ કદિબી તમારી આવી રીતે વાત ઉલટાવાની ગત રમવાથી હાર ખાઇ જવાના નથી, અને તેવા લોકો આગળ અગરજો તમો અસલ વાત ઉદાવા માંગશોતો તેઓ તમોને બચીત ધિક્કારશે; એવા બુદ્ધિવાંન લોકો અને સમજુ લોકોની પાસે કાંમજોગ અને જીવદાર વાતો કરવાને ઘટતી બાબતો હોયછે; તેઓ કોઇનીબી મુરખાઈ અથવા ખોડખાપણ ઉઘાડી પાડવા માટે ભાષણ કીધા વગર અથવા કવિતા જોડવા વગર તેઓ સેહેલ રીતે હાજર જવાબ આપી શકેછે, અને સુસ્ત બેસવા વગર સદા ગંભીર તેઓ રેહેછે.

---

# સુંદર ભાષણ.

સુંદર ભાષણ અથવા બીજી રીતે બોલ્યે તો સારી તરેહથી બોલવાનો હુનર, એ આપણી જીંદગીની દરેક હાલતમાં ઘણું કામનુંછે, અને સર્વ લોકોને એ ખાસ કરીને ઘણુંજ જરૂરનુંછે. એના વગર આમની સભામાં અથવા દેવલમાં અથવા દરબારમાં કોઈબી માણસ ભાષણ, વાએજી અથવા પોતાના કુળનો બચાવ કરવાંમાં કદિબી નામ મેળવી શકશે નહી; અને સાધારણ વાતચીતમાંબી જેણે સેહેલાઈથી અને શુભાકિત રીતે બોલવાનો માહાવેડો મેળવેલો હોયછે, અને જે શખ્સ યોગ્યતાથી તથા ચોકસાઈથી બોલેછે, તે જે લોકો મિઠાસ વગર બે ઢપથી અને અશુદ્ધ રીતે બોલેછે, તેઓ ઉપર મોટો ફાયદો ભોગવેછે. રસીલાં ભાષણની મતલબજ કોઇને સમજાવવાની અથવા કોઈનું મત આપણી તરફ ફેરવવાનીછે; અને એટલા વાસ્તે બોલતી વખત સાંભલનાર ધણીને ખુશી કરવું એજ સર્વથી સરસ ઉપાય જોશો તો તેનું મત ફેરવવા માટેછે. જે માણસ જાહેરમાં બોલતો હોય, તે પોતાના સાંભલનારાઓને એટલા તો ખુશી કરે કે જેથી તેઓનું ધ્યાંન પોતાની તરફ ખેંચાએ એ તેને માટે એક ઘણીજ ફાયદાકારક વાતછે, પણ સુંદર ભાષણ કીધા વગર તે તેઓને કદીબી ખુશી કરી શકશે નહી.

આએ તો ખરૂંછે કે વિદ્યાભ્યાસથી અને ખંતીપણાથી દરેક માણસ પોતાને માફકસર સુંદર અને શુભાકિત બોલનાર અથવા ભાષણ કરનાર કરી શકેછે, તો જોકે શુભાષાણનો આધાર, ધ્યાંન અને સંભાલ ઉપર રચેલો હોયછે. જેમકે દરેક માણસ જો ચાહે તો બોલતી વખતે ખરાબ બોલો અને કેહેવતોને બદલે સારા બોલો તથા સારી કેહેવતો બોલે; અયોગ્યતાને બદલે યોગ્યતાથી બોલે અને મ્હોડથી કહી સંભલા-

વતી વખતે ભરંમમાં અને સમજ નહી પડે એવી રીતે બો-
લવાને બદલે સાફ રીતે અને સેહેજમાં અને જલદીથી સાં-
મા ધણીને સમજ પડે એવી રીતે કહી સંભળાવે; પોતાની
અદા અને વર્ત્તણુકમાં તે અસભ્યતા અને અનાડીપણાને
બદલે અદબ અદા જો ચાહે તો રાખી શકે; ટુકમાં મેહેનત
અને કોશિસથી કોઈબી માણસ બોલતી વખતે પોતાને અન-
ગમતો કરવાને બદલે સાંભલનારાઓની નજરમાં પોતાને
પસંદ પડતો બોલનાર કરી શકે, અને એ તેના પોતાના હા-
થમાંજછે. છેલે આપણને જાણવું જોઇએ કે જે સરસાઈ
આપણ જાનવરોની ઉપર ભોગવ્યે છિયે, તે આપણી મો-
હોડથી બોલવાની જે શકિત ખોદાએ આપણને બખશીછે
તેને લીધે હોયછે, અને તેટલા વાસ્તે એ બાબતમાં સરસ
ઉતરવું એ ઘણું સારૂં લાગેછે.

દીમોસ્થનીસ નામનો એક શખ્સ કે જે યુનાન દેશનો
રેહેવાસી હતો, તે એક સર્વથી સરસ બોલનાર અને શુભા-
કિત ભાષાણનો કરનાર થઈ ગયોછે. તેને વાસ્તે એવું કેહે-
છે કે જોકે ખુદરતથી તેના ફેફસાં નબળાં હતાં, અને તોતડું
બોલતો હતો, તોબી સારી રીતે બોલવાનું તેને એટલું તો અ-
ગત્યનું ધારયું કે તેણે ખંતીપણાથી આએ અડચણો ટાળ-
વાનો પક્કો ઠરાવ કીધો. પોતાના મ્હોડામાં નાહના ગોળ
કાંકરા રાખવાથી તેણે પોતાનું તોતડું બોલવાનું સાજું કી-
ધું; અને આસતે આસતે ઘણા વખત સુધી નીતરોજ મો-
ટેથી અને સફાઈથી બોલવાની તેવ રાખીને પોતાના ફેફસાં
મજબુત કીધાં. એથિન્યન લોકોની દબદબા ભરેલી દેશ
હીતકારી મંડળીઓમાં (કે જયાં તે લોકોની ભારી ઠઠ મળ-
વાથી ઘણો ઘોંઘાટ અને ધુંધું થતું હતું) મોટેથી અને સ-
ફાઇથી બોલવા માટે તે વારેઘડીએ તોફાની રૂતુમાં દરીએ

ફીનારે જઇને જેમ બને તેમ મોટે સાદે બુમો પાડતો હતો. આવી રીતના અજાએબ તરેહના ધ્યાન અને સંભાલ આપવાથી, અને સર્વથી સરસ ગ્રંથકારોના લખાણો વાંચીને મોહોડે કીધાથી, અને રાત દીન તેઓનો અભ્યાસ કીધાથી તે એવોતો સર્વથી સરસ ભાષાણ કરનાર થયો હતો, કે તેના જેવો ભાષાણ કરનાર કોઇબી જમાનામાં અથવા દેશમાં થયો નથી.

એક પુરૂષ ગમે એવી જુબાન બોલે, તોબી તેને તે અતિશય સફાઇથી બોલવી જોઇએ, અને તેબી વ્યાકરણના કાયદા પ્રમાણે. વળી આપણ આપણી બોલી અશુદ્ધ રીતે નહી બોલ્યે એટલામાંજ સઘળું આવી રહ્યું એમ નહી સમજવું; આપણને તે સારી રીતે બોલવાની તજવીજ કરવી જોઇએ; અને એટલા સારૂં આપણને સર્વથી સરસ ગ્રંથકારોના લખાણો વાંચવાં જોઇએ, અને બીજી આબરૂદાર તથા જાહેર મંડળીઓમાં જાઇને જોવું જોઇએ કે કેળવાએળા તથા દુનીયાઇ રવૈયાથી માહીત થયલા લોકો કેવી રીતે બોલેછે. ઘણુંકરીને સાધારણ લોકો અશુદ્ધ રીતે તથા નઠારી રીતે બોલેછે; તેઓ મિઠાસ વગરના, નાપસંદ અને અસભ્ય ભાષણનો ઉપયોગ કરેછે; પણ ભણેલા તથા આબરૂવાળા લોકો કદિબી એવી નીચ કીસમની ભાષા બોલતા નથી. વ્યાકરણના કાયદા પ્રમાણે વચનોની બાબતમાં એકવચન અને અનેકવચન એ બંને ઘણા લોકો ભેળી નાખેછે, અને તેઓ કોઇ કદાચજ બરોબર કાળનો ઉપયોગ કરેછે. આવી રીતની કસુરો છોડી દેવા આપણને ધ્યાનથી વાંચવું જોઇએ, અને સર્વથી સરસ ગ્રંથકારોની ભાષાથી અને તેઓના મનની વળણ તથા ધોરણથી વાકેફ થવું જોઇએ; અથવા એકબી બોલ જે આપણ સમજતા નહી હોઇએ, તેનો અર્થ જોયા વગર તથા તે વિશે પુછપરછ કીધા વગર ચલાવી દેવું જોઇએ નહી.

ઘણા જણ એમ કેહેછે કે એક માણસ જન્મથીજ કવી (સાહેર) હોયછે, પણ સારી રીતે બોલવાનું તથા સુંદર ભાષણ કરવાનું એતો દરેકના હાથમાંછે, અને એને સારૂં કાંઈ ખુદરતી બખશીસ જોઈતી નથી; કાંએકે સાહેર થવાને માટે ખુદરતથીજ ચોકસ જાતનું મગજનું કુઅત તથા તેજી જોઈએછે; પણ શુભાકિત ભાષણ આપનાર થવા માટે ધ્યાન, વાંચવાનું તથા મેહેનત જોઇએછે.

## વિદ્યાનું ડોળ.

દરએક ખુબી અથવા દરેક નેકીની સાથે તેવીજ જાતની ઉલટી કીસમની બદી અથવા કમજોરી જોડાએલી હોયછે; અને જો તેઓ ચોકસ હદથી બાહેર જાએછે, તો ખુબી બદીમાં અને નેકી કમજોરીમાં ગરક થાયછે, પછી તે ખુબી અથવા નેકી ગમે એવી કીસમની હોય. જેમકે એક માણસ પોતાની શકિત ઉપરાંત સખાવત કરે તો તે ઉડાઉપણું કેહેવાય, અથવા તો તેના પૈસા રેળછેળ રીતે વપડાયલા કહેવાયછે; તેમજ હદથી જીયાદે હીમત બતાવવી એ હુલડાઈ ગણાયછે અને બધે વખતે અને સઘળી જગ્યાએ અતિશય સાવધપણું રાખવું એ હીચકારાપણાની નીશાનછે, અને એ માફક બીજું. એટલે લગણ આપણને હદમાં રેહેવાનું અગત્યનુંછે કે મારા વિચાર પ્રમાણે નેક ચાલચલણોથી ઉલટી ચાલ છોડી દેવામાં જેટલો વિચાર જોઇએછે તેના કરતાં વધારે વિચાર બરાબર રીતે તે નેક ચાલ ચાલવામાં જોઇએ છે; બદી પોતાની ખરી રોશનીમાં એવી તો બેડોળ તથા કુરૂપ લાગેછે, કે પેહેલા દેખાવમાંજ આપણને કમકમાટ છુટેછે; અને જો બદી પેહેલથીજ કાંઈ પણ જાતનું નેકીનું રૂપધારણ નહી કરતી હતેતો આપણ કવચીતજ ફેસ-

લાઈ જઇને અનીતિને માર્ગે જાતે. પણ ખુદ નેકી પોતેજ એવી તો ખુબસુરતછે કે પેહેલે દેખાવેજ આપણને તે ખુશ કરેછે, અને જેમ જેમ વધારે તેની સાથ આપણની ઓળખાણ થાયછે તેમ તેમ વધારે તે આપણને દીલપસંદ લાગેછે, અને આપણ તેની ઉપર ફીદા ફીદા થઈ જઇએ છિયે. પણ હવે વિચાર કરવાનું જે આપણને અગત્યનું છે તે હિયાંજ છે, અને તે એકે આપણા નેક હેતુની કોશિસોને નીયમસર અને તેની મધ્યમ હદમાં રાખવી, અને તેઓને બરાબર માર્ગે ચલાવવી, અને નહી કે બેહદ જોસમાં આવીને તેવા નેક હેતુઓનો ગેરઉપયોગ કરવો. એજ પ્રમાણે જો ઘણું શિખેલાઓ છગી જઇને સાદી પણ પાકી સમજણ રાખીને નરમાસ નહી પકડશે, તો તેઓ ભુલાવો ખાધા વગર રેહેશે નહી, અને ખરેખરૂં ભંડાલ છતાંબી વિદ્યાનું ખાલી ડોળ ઘાલનારમાં તેઓ ખપશે.

## તમારા મનમાં જે કંઈ આવે તે વિશે કદિબી એકદમ મત આપતા ના.

કેટલાએક શિખેલા માણસો પોતાના જ્ઞાનને વિશે મગરૂબ રહીને માત્ર ભરભર બોલી જવાનુંજ સમજેછે, અને બીજાનું સાંભળવા વગર એકદમ પોતાનો છેલો વિચાર જણાવી દેછે, જેનું પરિણામ એવું નીપજેછે કે માણસ જાત અપમાનથી ચીરડાઇ જઇને અને જુલમાતથી નુકશાન પામીને સાંમણે ઉઠેછે; અને તેવા જુલમાતમાંથી નિકળી જવાને માટે જે ઘટતી આખત્યારી તબે તેઓ હોયછે તેને પણ તેઓ ગણકારતા નથી. જેમ જેમ તમો વધારે શિખો, તેમ તેમ તમોને વધારે નરમાસ ભરેલા થવું જોઇએ, અને એવી રીતની નમ્રતાઈ એજ તમારી અભીમાનીને ખુશી કરવાને એક સર્વથી સરસ રીતછે. જ્યાં તમારી ખચીત ખાતરી હોય

ત્યાં પણ શક ભરેલા જેવા દેખાવો, અને તેને વિશે જોઇએ તો તમારી તરફનો ખુલાસો કહી સંભળાવો, પણ એકદમ તમારૂં મત ના આપતા, અને અગરજો તમો હરેક બાબતને વાસ્તે બીજાઓની ખાતરી કરવા જાઓ તો તેજ વખતે તમો પોતાને જે તે લોકો બોલે, તે ધ્યાંનથી સાંભળવું જોઇએ.

## હાલના જમાનાના લોકો કરતાં અસલી લોકોને વધારે ચાહાવાનું ડોળ ઘાલતા ના.

બીજા લોકો પોતાનું શિખેલું બતાવાને વાસ્તે અથવાતો વારેઘડીએ નિશાળની કેળવણીમાં કેટલાએક ખોટા વિચારો મનમાં ઠસી જવાને લીધે હમેશાં અસલી લોકો જાણે કાંઇ માંણુસો કરતાંને પણ વધારે મોટા દરજ્જા ભોગવી ગયા હોય, અને જાણે હાલના લોકો કાંઇ ઘણા હલકા હોય તેવી વાતો કરેછે, પણ જોશોતો નિશાળની અંદર તેઓ ચોપડી અને પાટી ઉપરાંત બીજું કાંઈ પણ વધારે જાણતા નથી. તેઓ પોતાના ગજવામાં આગળા યુનાની ગ્રંથકારોને લગતી એકાદ બે ચોપડી રાખ્યા વગર રેહેતા નથી; તેઓ અસલી સારી સમજણોને વળગી બેસેછે; અને હાલના વખતના કોઈબી લખાંણોને કચરામાં ગણકારીને વાંચતા નથી; અને તમોને તેઓ સાફ રીતે એવું બતાવેછે કે આજ ૧૭૦૦ વરસ થયાં કાંઈબી હુનર અથવા એલમમાં શુધારો થયો નથી. હું તમોને અસલી લોકોને વિશે પિછાન રાખવાને ના નથી કેહેતી; તોપણ તમો જે એખલા તેઓજ વિશે પ્યાર બતાવાની જો પતરાજી કરો તો તે કમી કરવા ભલામણ કરૂંછું. હાલના લોકો વિશે વાત કરોતો તેઓને ધિક્કારતા ના, અને જો અસલી લોકો વિશે બોલો તો તેઓ વિશે અતિશય પ્રીતિ બતાવતા ના. અને તેઓ જે જમાનામાં થઇ ગયા હોય તે અસલી જમાનાને લીધે નહી પણ તેઓના ગુણ શરખાવીને

પછી મત બાંધો, અને જો તમારા ગજવામાં અસલી તવારીખને લગતી એકાદ બે ચોપડી હોયતો તે દેખડાવતા ના અથવા તે વિશે કાંઇ બોલતા ના.

## અસલી સાહાદતના આધાર ઉપરથી તકરાર કરતા ના અથવા સાર કાહાડતા ના.

કેટલાએક મોટા વિદ્વાનો ઘણીજ બેવકુફી ભરેલી રીતે દરેક બાબતમાં પછી તે આંમ લોકને લગતી હોય કયા ખાંનગી સંસારને લગતી હોય, તોબી નીતિ અને બીજી વાતોને લગતા કાયદા અસલી લોકોના બની ગયલા તેવાજ દાખલાઓ ઉપરથી કાહાડેછે; પણ એટલો વિચાર તેઓ કરતા નથી કે, પેહેલવેહેલેતો દુનીયાં પેદા થઈ ત્યારથી તે આજ સુધી કોઇની બની ગયલી અસલી વાત હાલના જમાનાની તેવી વાતને બધી રીતે એક તરેહથી મળતી આવતી નથી, અને બીજું એકે કોઇબી અસલી તવારીખ લખનારાઓએ તેવી કોઇ વાતનો ચીપી ચીપીને પુરતો ખોલાસો બધી રીતે કીધેલો હોય એવું આપણુ જાણુતા પણ નથી; પણ જો અસલ બની ગયલા બનાવો ઉપરથી હાલના જમાનાને માટે બંધ બેસે એવા કાયદા બાંધવા માંગતા હોઇએ તો દીસતુંછે કે આપણને તેવા અસલી બનાવોને લગતો ખુલાસો પુરેપુરો જાણવો જોઇએ. એટલા સારૂ બરોબર જોઇએ તો આપણને તેવી અસલ બની ગયલી વાતની ઉપરજ વળગી રહીને વિચાર કરવો જોઇએ, અને તેને બધી રીતે તપાસવી જોઇએ, અને તે માફક આપણુને ચાલવું જોઇએ; અને નહી કે અસલના ગ્રંથકારો અને કવીઓ તેવી વાત કહી ગયા, વાસ્તે તેઓના માત્ર બોલવા ઉપરજ આપરે ભરૂસો રાખે, અને તે માફક ચાલ્યે. જો તમારી મરજી પડે તો જે અસલી વાતો બાહેરથી હાલના તેવા બનાવોને મળતી આવે તો તે

તમારી મદદ તરીકે તમો તમારા વિચારમાં લેવો, પણ નહી કે તે તમોને એક ભોમીઆ દાખલ રાહ બતાવે.

## તમો ઘણું શિખેલા છો એવું બતાવાથી પહરેજ રેહેજો.

શિખેલા લોકોમાં કેટલાક લોકો એવા હોયછે કે જેઓ જોકે બીજા શિખેલા લોકોના જેટલા મગરૂબ તથા મતવાદી નથી હોતા, તોબી તેઓ થોડા બેઅદબ હોયછે એવું ના સમજતા. પોતાનું ભંડોળ દેખાડવા અને વિદ્યાની બાબતમાં દીપી નીકળવા માટે એ લોકો જરાજરામાં અને સાધારણ વાતચીતમાંબી અને તેબી અબળાઓ આગળ ઇતિરાત કરીને ફારસી અને અરબી બોલીઓના થોડાએક ફકડાઓ મોહોડે બોલી જાયછે, જાણે કે તેઓ એ બિકટ બોલીઓથી પુરા માહિતગાર હોય અને ચાવીને કુચો કરી નાખી હોય. કોઈ કોઇને હમોએ જોયાછે કે જેઓ બઇરાંઓ આગળ શેખશાદી, હાફેઝ અને ફીરદુશી જેવા માહા સાહેરોના કવેતો બોલી જાયછે અથવા તો વૈદક શાસ્ત્રમાંથી થોડાએક લેચલાઉ સંસ્કૃત શ્લોક રાગ કાહાડીને બોલી જાયછે. વળી કેટલાએક અંગ્રેજી જબાન લઈ નાઠેલાઓ, હોમર, હોરેસ, વરજીલ અને ઓવીદ નામના ગ્રીક તથા લાટીન કવીઓનાં લખાણોથી જાણે કેવાક માહિતગાર થયા હોય તેમ થોડાએક એકની એક કવિતા સર્વે ઠેકાણે બોલી જાયછે, અને તેબી જાણે પોતે આ ઉપર લખેલા નામાંકીત અને જગત પ્રસિદ્ધ સાહેરોથી સરસ હોય તેમ તેઓના લખાંણોની કવિતા બોલતી વખતે તેઓને બાઆબરૂથી નહી પણ તિરસ્કારથી યાદ કરેછે, અને તેઓને હલકા વિશેષણો લગાડેછે, જેમકે "આપણો બુઢો હોમર" પેલો ઠગ તથા "લુચો હોરેસ". આવા ઇતર બોલો ઘણું કરીને અકડબાજોજ બોલેછે, કે જેઓ ખરી કેળવણીથી

તદન બેનસીબ હોયછે, અને ખાલી કોઈ અસલી ગ્રંથકારોના નામો અને તેઓના લખાણોના એકાદ બે ફકરા પોપટની માફક મોહોડે કરીને બોલેછે, અને તે તેઓ ઘણીજ ગેરવાજબી રીતે અને બેઅદબપણાથી સઘળી મંડળીઓમાં, વિદ્યાર્થીમાં ખપવાની આશામાં બોલી જાયછે. તેથી કરીને હું તમોને એવી ભલામણ કરૂછું કે અગરજો એક હાથ ઉપર તમો વિદ્યાના ખોટા ડોળઘાલુ છો, એવો ડાઘ તમારે માથે લાગુ પાડવા નહી માગતા હોવો, અથવા તો બીજા હાથ ઉપર તમો અજ્ઞાન છો એવું જણાવા નહી માગતા હોવો તો તમો જાણે ઘણું ભણેલા છો એવું દેખડાવાથી હાથ ખાંચો. જે મંડળીમાં તમો હોવો ત્યાં જે બોલી બોલાતી હોય તેજ બોલીમાં વાતચીત કરો: એને તેબી સમજ પડે એવી સાફ રીતે અને વગર મસાલો લગાડવે બોલો. જે લોકો સાથે તમો સંબંધમા આવો તેઓના કરતાં તમો વધારે ડહ્યા અથવા શિખેલા છો એવું કદિબી દેખડાવતા ના. તમારા શિખેલાને અને તમારી વિદ્યાને ઘડીયાલની માફક એક છુપાં ગજવાસ્નાં પેહેડી રાખો; અને તમારી પાસે તે છે એવું બતાવવા ખાતર બાહેર ખેંચી કાહાડતા ના અને તેને અફાડતા ના. અગરજો તમોને કોઈ પુછે કે કેટલા વાગ્યા (એટલે કે બીજી રીતે બોલ્યે તો) જો કોઈ તમારી વિદ્યાનું ભંડોળ જોવા માગે તો કેહો; પણ વગર પુછવે કલાક કલાકે અને ઘડીએ ઘડી તે વિશે બોલતા ના.

## મો જ.

ઘણાએક જુવાનો કેટલીએક ચીજોને મોજ તરીકે ગણેછે, તો જોકે ખરૂં પુછાવો તો તેવી ચીજોને માટે તે લોકોને પેહેલથીજ જરા પણ શોખ હોતો નથી, પણ બીજાઓ તેવી

ચીજોને મોજ કરી ગણેછે, માટે તેઓની તેમ ગણેછે. વા-રેઘડીએ તેઓ એવીતો ખરાબ ભુલ કરેછે કે બદફેલીને મો-જ કરીને વિચારેછે. દારૂ જે એકસરખી રીતે શરીરને તથા મગજને નુકશાનકારક હોયછે, તેથી તેઓને ખરેખર ઘણી મજેની મોજ! જુગાર જે આપણને હજારો શંકટોમાં ખેં-ચેછે તથા પાયમાલ કરેછે, અને આપણને દીવાના સરખા બનાવેછે, તે એક બીજી સર્વથી નાદર મોજ !!!

મોજ એક એવો ખડક હોયછે કે જ્યાં ઘણાખરા સઘળા જુવાનોનું વાહાણ આવીને અઠડેછે; એ મોજો-ની શોધમાં તેઓ બેસુમાર સઢો ચહડાવીને છુપલાવેછે, પણ તેઓ રસ્તો ખેડવા એક હોકાયંત્ર વગર જાયછે, અથવા વાહાણ ચલાવવા માટે એક પુરતી અજમાયસ અને બુદ્ધિ-વાળા સુકાની વગર નિકળી પડેછે, જેથી કરીને તેઓની સફ-રના બદલામાં તેઓને મોજને બદલે દુઃખ અને શરમ શિવાય બીજું કાંઈ મળતું નથી.

એક મોજીલા અથવા લખબાજ માણસ વિશે નીચ લોકો એવું સમજેછે કે એવો એક માણસ રંદીબાજીના છંદ વાળો, હરરતો છાકટો અને દોહોઢીઆના સો જુઠા સોગ-નનો ખાનારો હોયછે; પણ એવો એક માણસ એક ખરી મોજ ભોગવનારો છે, એમ કદિબી સમજુ લોકો કેહેશે નહી. ત્યારે ખરેખર લખબાજ અથવા મોજનો ભોગવનારો તે કોણને કેહેવો? એવાજ માણસને કે જે પોતાની તરત વેળા-ની મોજ ભોગવતી વખતે, જે દુર નહી થઈ શકે એવાં માઠાં પરિણામો નીપજે તેને, અને પોતાની મોજને તોળી જોએ, અને પછી પોતાની સાદી અક્કલથી ખરી અને ખોટી મોજ તે કેહેવી રીતનીછે, તે વિશે મનમાં પક્કો ઠેડાવ કરે અને તે માફક ચાલે.

આપણ જો ચાહીએતો ઉતમ ખાંનાની તથા વાઈન દારૂથી પુરતી મોજ ભોગવી શકયે, અને તેબી વળી હદથી જીઆદે ખાનું પીનું ચાલ્યાથી જે ગેરફાયદા તથા દુખ ઉત્પન્ન થાયછે તે ખમવા વગર. બીજાં માણસ ખાનાની ટેબલ ઉપર જે કરે તે વિશે આપણને કાંઈબી કાયદા મુજબ અથવા કેહેવત મુજબ તેને ઠપકો આપવા વગર તે કરવા દેવું; પણ એવા લોકો કે જેઓને પોતાના શરીરને વાસ્તે જરાબી દરકાર નહી તેઓનો ખાલી બોલ રાખવા માટે આપણ આપણી બુદ્ધિ તથા તંનદરોસ્તીની ધૂળ નહી કરીએ, એવો પક્કો ઠેડાવ કરવો જોઇએ. જો રમતમાં ગુથાઇએતો આપણને એવી રીતે રમવું જોઇએ કે જેથી મોજ અને નહી કે દુઃખ મળે; જેમકે ઘણાએક જુવાનો હાલના વખતમાં અતીઘણો શોખ 'બીલીયર્દ' રમવા વિશે રાખેછે, અને કલાકના કલાક તે ઉપર ગુજારેછે, એથી મોજ મળવાને બદલે પગ દુખેછે તથા શરીર તાવથી ભરાઈ આવેછે; પણ બરોબર જોશોતો એ રમત મધ્યમસર રમવાથી ખરેખરી મોજ મળેછે, અનેખાંનું હજમ થાયછે અને કસરત મળેછે તે જૂદી. વળી કેટલીએક મંડળીઓમાં આપણા જીવને રમુજ આપવા, અને લોક મળતા થવા ખાતર કેટલીએક નજીવી રમતો જેવી કે પાના તથા દાંમ એ પણ રમવું જોઇએ, અને નહી કે એ રમતો નજીવીછે માટે તેઓને ધિક્કારી કાહાડવી. સારી મંડળી પોતાને ત્યાંહાં એક ઝોકા ખાતો છાકટને જોવાને રાજી નથી; અને તેજ પ્રમાણે વળી એક બીજો માણસ રમતમાં પોતે આપવાને શક્તિવાન હોય તેના કરતાં વધારે નાણું ખોવાથી, તે પોતાના બાલ પીખે તથા માથું કુટે અને પોતાને સરાપ મારીને ખોદા તરફ વાંકુ બોલે અને પુકારો કરે, એ દેખાવબી સારી મંડળીઓમાં સારો લાગતો નથી; અને

એમજ એક બદ કરતુથી મળેલા આજારને લીધે અરધાં ખરી ગએલાં નાખ સાથેનું માણસ કે જે સદાની બદફેલ ચાલ તથા ખરાબ છંદથી લુલો લંગડો થઈ ગયો હોય તેવા શખ્સનેબી સારા માણસો જોવાને રાજી નથી. જેઓ આવી બદફેલ ચાલ ચાલે તથા તે વિશે વળી શેખાઈ કરીને નફ્ટ રીતે પોતાની બડાઈ કરે, તે લોકો કદિબી સારી મંડળીમાં ભાગ લેઈ શકે નહી; અને જો કદિબા તેઓને તેમા દાખલ કીધામાં આવેછે, તો તે અતિઘણી નાખુશી સાથ. ખરેખરી રીતે રવૈંયા પ્રમાણે ચાલનાર અને ખરી મોજ મારનારો એક માણસ સદા લાયકીથી ચાલેછે; કંઈ નહીતો બીજાઓની બદી તે તેઓનીજ પાસે રેહેવા દેછે, અને પોતે તે કદિબી અ-ખત્યાર કરતો નથી, અથવા તે બદીઓને પોતે પસંદ કરતો હોય એવું ખોટું ડોળ વતીકબી ઘાલતો નથી; અને જો કમ નસીબે કોઈ બદી તેનામાં હોયછે તો તે પોતાની પ્રસન્નતાથી, ચોકસાઈથી તથા ગુપ્તપણાથી ભોગવેછે, કારણ કે તે સારીપેઠે સમજેછે કે તે પોતે ખરાબ છે તો છે પણ બીજાઓ તેમ નહી થાયતો સારૂં.

જેમ વિદ્યા અભ્યાસમાં આપણ ખંતીપણાથી ધ્યાંન આપ્યે છિયે, તેમજ મોજ ભોગવવા ઉપરબી સાવધપણાથી ધ્યાંન આપવું જોઇએ, કારણ કે ઘટતી રીતે અને અંદાજથી ખરી મોજ ભોગવવી એ કાંઈ સેહેલ કાંમ નથી. વાંચતી વખતે દરએક બાબત ઉપર આપણને અવલોકન કરવું જો-ઇએ, અને તે ઉપર વિચાર કરવો જોઇએ; તેમજ મોજ ભો-ગવતી વખતે જેબી ચીજ આપણ જોઇએ યા સાંભળ્યે તે દરેક ચીજની ઉપર બરોબર તપાસ રાખવી તથા ધ્યાંન આંપવું જોઇએ; અને જેમ કેટલાએક બેવકુફો છતી આંખે અને છતે કાંને પોતાના મોહોડાં આગળ બનેલી વાતને વાસ્તે

ઇનિકાર કરેછે, અને તેના બચાવમાં એવું કેહેછે કે "હમોએ તેની ઉપર ધ્યાંન નહી આપ્યું કારણ કે હમારૂં ધ્યાંન બીજી તરફ રોકાયલું હતું," તેમ આપણને બોલવું નહી જોઇએ. જો એક ઠેકાણે મોજજ કરવા ગયા તો શું કાંમ બીજી ગમ ધ્યાંન આપવું જોઇએ ? તેથી કરીને જ્યાંબી આપણ હોઇએ ત્યાં આપણી આંખ અને કાંન આપણી સાથે રાખવાં જોઇએ. દરેક ચીજ જે બોલાતી હોય તે આપણને સાંભળવી જોઇએ, અને દરેક ચીજ જે આપણી આંખ આગળ બનતી હોય તે આપણને જોવી જોઇએ. પણ એવી રીતની જે સઘળી તપાસ આપણ કરીએ તે એવી રીતે કરવી કે જેથી કોઇ પણ એમ નહી સમજી જાએ કે આપણ તેવી તપાસ તથા સંભાલ રાખ્યે છિયે, કારણ કે નહીતો લોકો આપણી આગળ પોતાની હુશિયારીમાં રેહેશે અને આપણને તે લોકોના સારા નરસા ગુણો માલમ પડશે નહી.

સઘળી જાતની સરતો, રમતો તથા બાજીઓ અને શિકાર અને એવી બીજી ગમતો કે જેમાં કાંઇ પણ સમજણ કે અકલ જોઇતી નથી, તેઓ હલકી કીસમની ગમતો હોયછે, અને છાલકા તથા બીનશિખેલાઓ (કે જેઓ કોઇ પણ બાબત ઉપર પોતાનો વિચાર દોડાવતા નથી અથવા તેવું કરવાને ઇચ્છતાબી નથી) ના મગજમાંથી ઉત્પન થાયછે. પણ જે માણસ ખરેખર ભણેલો તથા બુદ્ધિવાન હોયછે તે એવી હલકી તથા ચોબાવલી રમતોમાં મોજ સમજતો નથી, પણ તેની સદાની મોજતો એવી બાબતમાં હોયછે કે જેથી મ્રાન વધેછે અને મન સુધરેછે.

જેમ કેટલાએક ધંધાઓ ઉંચી કીસમના તથા હલકી કીસમના હોયછે તેમ મોજો પણ હોયછે. પુષ્કળ દારૂ પીને છાકટ બનવું, અવિચારી રીતે એચીની માફક ખાવું, જોરમાં

ગાડી હાંકવી, દેહેકાની ગમતો જેવી કે કોહલાનો શિકાર કરવો, ઘોડાની સરતો રમવી, એ સઘળી મોજો એક દરજ્જે અથવા બીજીના પ્રમાણીક અને મેહેનતુ ધંધાઓથી અતિશય હલકી વરણની હોયછે.

જેમ જેમ વધારે આપણ કાંમ પાછળ લાગ્યે છિયે તેમ તેમ આપણી મોજો આપણને વધારે લેહેજત આપેછે. જેમ શરીરની કસરતથી આપણને ભુખ લાગેછે, તેમ દિવસમાં વિદ્યાભ્યાસથી મનને રોકવાથી કરીને સાંજનાં આપણને મોજ મજાહ ઘણીજ લેહેજતદાર લાગેછે. કાંમકાજ અને મોજ મજાહ ખરૂં પુછાવોતો, (જેમ કેટલાએક બેવકુફો અને આલસુ લોકો ધારેછે) તેમ એકએકના દુશ્મન હોવાને બદલે હમેશાં એકએકને દોસ્તોની માફક અરસપરસ મદદ કરેછે. આપણ જો પેહેલે કાંમકાજમા ગુંઠાયા હોઇશું તોજ આપણને તેમાંથી ફારેગ થઈ રહયા પછી મોજમજાહ લેહેજતદાર લાગશે, બાકી ધંધા વગર તે આપણને કડવા આવે એવી લાગશે. એજ પ્રમાણે જે લોકો બસ કાંમકાજ ઉપરજ મરી રેહેછે, તે લોકોબી પોતાનું કાંમ (મોજમજાહ કરવા વગર) બરોબર કરી શકતા નથી; તેથી ઇયાદ રાખવું કે મોજ અને કાંમ એ બંને હમેશ સાથે વળગેલાં રેહેવાં જોઇએ. પણ હું જ્યારે મોજ એ બોલ વાપરૂંછું ત્યારે તેની મતલબ સમજુ અને ડહાયા લોકો જે ખરી મોજ ભોગવેછે તે સમજવી, અને નહી કે ઢોરોને છાજતી હલકી મોજ સમજવી.

## જોઈતી તલાસ અને ચોકસી કરયા વિના આગળ બનેલા કેટલાએક બનાવો ઉપરથી કોઈની વિરૂધ અથવા તરફેણમાં બાંધી રાખેલાં મતો;

## છીટો.

જે ચોપડીઓ તમો વાંચો અથવા જે મંડળીઓમાં તમો ફરો, તેઓના મતો વાજબીછે કે ગેરવાજબી તે તપાસવા વિના કદિબી તમો કબુલ રાખતા ના, કારણ કે એમ કીધાથી તમો કદિબી તમારી અક્કલથી ચાલી શકવાને બદલે તમો ખોટી છીટોને આધીન થશો, જેથી કરીને સચાઈ શામાંછે તે જાણવાને બદલે ભુલથાપ ખાધા વિના તમો રેહેશો નહી.

તમારી પોતાની અક્કલ વાપડો અને પછી તમારૂં મત હરેક બાબતમાં બાંધો: પણ અને ખરૂં મત બાંધવા માટે તમો ધીરજથી દરેક ચીજપર વિચાર કરો, તેને તપાસો અને તેને લગતી દરેક બાબત વિશે ખુબ બારીકીથી પુછપરછ કરો. કોઈબી કારણથી ખોટી છીટોને તમારી અક્કલ ઉપર ચહડીવો કરવા દેતા ના, તમારી વર્ત્તણુકોને અને કાંમોને ગેરરસ્તે લેઈ જવા દેતા ના, અને તમારી વાતચીત ઉપરબી હુકમ ચલાવા દેતા ના. પેહેલેથીજ, ટાંકણાસર, બરોબર રીતે તમારી અક્કલની આંખથી જુવો કે પછવાડેથી તમોને પસતાવું નહી પડે; હું એમ નથી કેહેવા માગતી કે એમ કીધાથી તમો કબી ભુલાવો ખાસોજ નહી, કારણ કે ગમે તે કરો પણ માણસાઈ અક્કલ ભુલ કરે એવીજ હોયછે; તોબી સર્વમાં આપણી અક્કલ એક એવો ભોમીઓછે કે જે ઘણીજ થોડી ભુલ કરેછે. ચોપડીઓ વાંચવાથી અને વાતચીત કીધાથી કદાચ આપણને હરેક બાબત વિશે મત બાંધવાને મદદ મલે ખરી, તોપણ એ બંનેને પુરેપુરી રીતે

એકદમ કદિબી કબુલ રાખતા ના: આપણને આએ દુની-
યામાં ચલાવાને સારૂં જે સર્વથી સરસ પ્રમાણ ખોદાએ આ-
પેલુંછે, તેની મદદથી એ બંન્નેને તપાસો અને તે પ્રમાણ
આપણી અકલછે. જેમ કેટલાએક લોકો પોતાની અકલની
મદદ લેવાને કંટાલો ખાયછે તેમ તમો ના ખાતા. માણસ
જાતનું ટોળું પોતાની તરફથી વિચાર કરેછે એમ કઠણાઈ-
થીજ કેહેવાઈ શકાશે; ઘણું કરીને બીજાઓના વિચારો, તે-
ઓના મનમા ઠસી ગયલા હોયછે; અને હું માનુછું કે એ
ઠીકજછે, કારણ કે પોતાની શિખવા વગરની અને બીન
સુધરેલી જૂદી જૂદી બુદ્ધિઓ જેટલું કરી શકે તેના કરતાં
આવી સાધારણ છીટોથી સલાહ સંપજ વધારે રેહેછે.

માણસ જાતને લગતી કેટલીએક છીટો કે જે ખાસ
કરીને જગ્યા સંબંધી હોયછે, તે છીટો ભણેલા તથા વિચા-
રવંત લોકોમાં દીઠામાં નથી આવતી; પણ તોબી સુધરેલા
તથા ઉંચી બુદ્ધિનાં લોકોમાંબી એવીજ કીસમની ખોટી
છીટો તથા વિચારો દાખેલ થયલા હોયછે; એનું કારણ
જોશો તો તે એછે કે એવા સુધરેલા લોકો ખરી ખીના શું
છે, તે તપાસવાની તથા સચાઈ શામાંછે તે શોધવાને માટે
જે મેહેનત જોઈએ તે લેવાની કોશિસ કરતા નથી. આએ
ફેલી લખેલી છીટો તથા ખોટા વિચારોથી તમોને સંભાલ
રાખવાની હું ભલામણ કરૂછું, કાંએકે તમો જો બરોબર
અકલ પુગાડશો અને તપાસ કરશો તો આવા ખોટા વિ-
ચારો તમો કદિ કરવાના નથી.

---

## ધર્મ.

મતફેરની બાબતમાં કોઈબી માણસ જે ચુકો તથા ભુ-
લો કરે તે જો ખરાં દિલથી થતી હોય, પછી તે ગમે એવી

નીચ કીસમની પણ હોય, તોબી તેઓને હસી કાહાડવા અને શિક્ષા કરવાને બદલે તેઓ દયા આણવા જોગછે. જે માફક આંખોનો અંધાપો દયા ઉપજાવેછે, તેમજ બુદ્ધિનો અંધાપો પણ દયા આણવા જોગછે; અને અગરજો એકાદ માણસ આ બેમાંની એકબી બાબતમાં પોતાનો રસ્તો ખોઈ બેસે તો તેમાં હસવા જેવું અથવા ગુનાહ ભરેલું કાંઈજ નથી. દયા તથા સખાવત આપણને એવું ફરમાવેછે કે આપણ એવા માણસને તકરારથી અને સમજાવ્યાંથી ખરે રસ્તે ઉતારયે, અને નહી કે તેના કમનસીબને હસી કાહાડયે. દુનીયામાં દરેક માણસ હમેશાં સચાઈજ શોધેછે; પણ ધર્મની બાબતમાં તે સચાઈ કોણને મળીછે તે ખોદાજ માત્ર જાણેછે. લોકોને પોતાના જૂદાં જૂદાં મતોને માટે સતાવવાં એ ગેરવાજબીછે, તથા તેઓને હસી કાહાડવા એ અકલથી ઉલટું છે, કારણ કે એક વખત એક માણસની કોઈ ધર્મ સાચોછે એવું જો તેની અક્કલમાં આવ્યું, અને તેની ખાતરી થાઇ તો તેને તેમ માનવા વગર ચાલતુંજ નથી. જે શખ્સ એકુ જુઠું બોલે અથવા જુઠી રીતે એક કાંમ કરે તેજ ખરેં ગુનેહગારછે, અને નહી કે જે શખ્સ એક જુઠું પ્રમાણીકપણાથી અને દીલોજાનથી માને તે.

દુનીયામાં જે સઘળી જાહેર બંદગીઓ થાયછે તેની મતલબ જોશો તો એકજછે; એ મતલબ જે સર્વ શક્તિવાન તથા હમેશગીનો ખોદા જેણે સર્વે ચીજો પેદા કીધેલીછે તેની બંદગી કરવા માટેછે. બંદગી કરવાની જૂદી જૂદી રીતીઓ કોઈબી કારણસર હસવા જોગ છેજ નહી. દરેક ધર્મ વાળા લોકો પોતાના ધર્મ અને મતને સર્વથી સરસ ગણેછે; અને આએ દુનીયામાં કયો ધર્મ સર્વથી સરસછે તે ઠેરવવા એવો કોઈબી લાયક માણસને હું જોતી નથી, કે જે

ભુલ કીધા વિના આપણી ખાતરી કરી આપે કે આએજ ધર્મ સર્વથી સરસછે.

---

## વખતનો ઉપયોગ.

વખત કેવો ઉપયોગી અને કિંમતીછે તેનો આપણ કેટલો થોડો વિચાર કરયે છિયે ! આવા શબ્દો સર્વેના મોહો-ડાંમાંથી નિકળેછે ખરા, પણ થોડાજ લોકો તે અમલમાં આણેછે. દરેક બેવકુફ શખ્સ કે જે પોતાનો સઘળો વખત તદન નવરો નકામો આલસાઇમાં કાહાડેછે, તેભી વારેઘડીએ વખત કેવો કિંમતી છે અને તે કેવો જલદી ચા-લ્યો જાયછે, તે સાબેત કરવા માટે એકાદ સુથી ચવાઇ ગયલી કેહેવત અથવા એકાદ નાહનો વાક્ય બબડી જાયછે. આખા યુરોપખંડમાં જે છાપા યંત્રો દીઠામાં આવેછે તેઓની ઉપર વખત બાબે કાંઇ અજાએબ જેવા સિલા લેખો કોતરેલા ન-જરે પડેછે; એથી કરીને ત્યાં કોઇભી શખ્સ પોતાનો વખત સારી રીતે ગુજારવો એ કેવું અગત્યનુંછે, તથા વખતને ખો-ઈ દીધો તો તે કદિભી પાછો હાથમાં આવતો નથી, એવી રીતનું સાંભલ્યા તથા જોવા વગર તેને ઉદાવી દેતો નથી. જુવાન લોકો વારેઘડીએ એવું ધારેછે કે તેઓની સનમુખ વખત એટલોતો છે કે તેઓ ચાહે તેમ તેનો ઉપયોગ આલ-સાઇપણાથી કરી શકે, અને તે છતાંભી કાંમકાજ માટે તેઓને પુરતો વખત રેહેછે; પણ તેઓ એટલું સમજતા નથી કે જેમ મોટી દોલત હોવાથી વારેઘડીએ પૈસાવાળા લોકો લ-ખલુટપણાથી ખરચ કરીને પોતે પાયામાલ થાયછે, તેમ હ-રેક માણસ ઘણો વખત નવરો નકામો બેસવાથી પોતાની પાયામાલી પોતાને હાથેજ લાવેછે, પણ જેઓમાં સારી સમ-

જણ તથા અક્કલનો ભંડાલ હોતો નથી, તેવા લોકોને આએ સલાહ નકામીછે.

## આળસાઈ.

વખત કિંમતી છે, જીંદગી ટુકી છે, અને તેથી કરીને એક પળબી આપણને ખોવી નહી જોઇએ. સમજુ લોકો સારીપેઠે જાણેછે કે પોતાના વખતને કેવી રીતે વાપડવો, અને ઘણું કરીને પોતાનો સઘળો વખત પોતાને ફાયદો થાએ તેવી રીતે અથવા મોજ મેળવવામાં રોકેછે; તેઓ કદિબી આલસુ રેહેતા નથી, પણ સદા ગમતમાં અથવા વિદ્યાભ્યાસમાં રોકાયલા રેહેછે. આએતો એક જગ પ્રસિદ્ધ કેહેવત છે કે આલસાઈ એ બદીની માં છે. તોબી આએતો ચોકસ છે કે આલસાઈ કંઇ નહીતો બેવકુફોનો વારસો છે; અને એક સુસ્તીના જેવો ધિક્કારવા લાયક શખ્સ બીજો કોઈ નથી. કેટો નામનો એક ડાહ્યો તથા નેક રોમન એવું કહી ગયો છે કે તેની આખી જીંદગીમાં એવાં તેના ત્રણજ કાંમ હતાં કે જેથી તે દલગીર હતો. એમાંનું પેહેલું કાંમ એ હતું કે પોતાની બાયડીને એક છુપી વાત કેહી દેતો હતો; બીજી વાત એ હતી કે તે એક દહાડે દરીઆને રસ્તે બાહેર ગાંમ ગયો હતો, જોકે જમીનપરથી પણ તે ચાહાતેતો જાઇ શકતે; અને ત્રીજી વાત એ હતી કે એક દહાડો તેણે નકામી રીતે કાંઇ પણ કાંમ કીધા વિના ગુજારયો હતો.

## વાંચવા વિશે.

એક બુઢો શખ્સ નામે લાઉનદીસ કે જે ત્રીજા ઉલ્યમ રાજા, રાણી એન, અને પેહેલા જીઓર્જ પાદશાહના વખતમાં જામદારખાનાનો મુનશી હતો, તે એક ઘણીજ વાજબી અને અક્કલમાં ઉતરે એવી શિખામણ કહી ગયોછે, તે એકે

"પેન્સની સંભાલ લેવો, એટલે આપોઆપ પૌંડ પોતાની સંભાલ લેશે." બીજી રીતે બોલ્યે તો જેમ ટીપે ટીપે સરોવર ભરાએ તેમ અર્ધાં અર્ધાંઓને એકઠી કરો, એટલે રૂપીઆ પોતાની મેલે જળવાશે. એજ પ્રમાણે હું તમોને મિનિટોની સંભાલ લેવા ભલામણ કરૂંછું; કારણ એમ કીધાથી કલાકો પોતાની મેલે પોતાની સંભાલ લેશે. આખો દહાડો કંઇને કંઈ કરવામાંજ ગુંઠાયલા રેહેવો, અને પા કલાક યા અર્ધો કલાકબી આલસુ ના બેસો, કારણ કે વરસને છેડે વખતનો એક મોટો ભાગ તમો જતો મુકશો. જેમકે, તમારા વિદ્યાભ્યાસ અને મોજમાં જે વખત જાયછે, તે ઉપરાંત દિવસમાં તમોને ફરસુદ પુષ્કળ મળેછે; એ ફરસુદના વખતમાં આલસુ બેસીને અવાચી ખાવાને બદલે એકાદ સારી અને કિંમતી વાંચવા લાયક ચોપડી ખોલી કાહાડો, અને જાંહાંવેર તમો તે બરોબર પુરી કરો, તાંહાંવેર તે સારી રીતે વાંચો; પણ એક ચોપડી પુરેપુરી વાંચવા વગર બીજી ચોપડી વાંચવાનું શરૂ કરતા ના, અને તમારા મગજ ઉપર નકામો ખાલી ભાર કરતા ના; અને તે ચોપડી વાંચતી વખતે ખાલી ઉપર તપકે તે જોઈ ના જતા, પણ કંઈ નહીતો દરેક વાકય બે બે વખત ચીપી ચીપીને વાંચો. પેહેલો વાકય પુરેપુરો સમજો નહી તાંહાંવેર બીજા ઉપર હરગેજ જતા ના, અથવા તો ચોપડીમાં લખેલી બાબતથી તમો પુરતી રીતે વાકેફ થાવો નહી, ત્યાંવેર તે ચોપડી વાંચી રહ્યા એમ કરીને પાછી કબાટમાં મુકતા ના; કારણ કે જાંહાં લગણ તમો એવી રીતની સંભાલ લેશો નહી ત્યાંહાંવેર જોકે તે તમોએ આખી વાંચીબી હોય તોબી તેમાંની લખેલી બીના એક અઠવાડીઉંબી તમુને યાદ નહી રેહેશે. હવે ચોપડી જે વાંચવી તે કેવી રીતની વાંચવી તેની થોડી સમ-

જણુ આપુછું. જેમ બને તેમ સારી ચોપડીઓ વાંચવાનો માહાવરો રાખવો, જેમો નીતિ સંબંધી, સંસાર ઉપયોગી, અથવા એલમ હુનરની બાબતો સમાવી હોય, તે ચોપડી વાંચવાનો માહાવેરો રાખવો. જો તમોને મુસાફરી કરવાનો શોખ થતો હોય અથવા જો અસલી અને હાલના જમાનાની તવારીખથી વાકેફ થવાનો શોખ થતો હોયતો તમારા મનની વલણુ પ્રમાણે તેવી ચોપડીઓ વાંચવા માટે ચુંટી કાહાડો. પણુ આએ ઓગનીસમી સદીમાં જે સંખ્યા વગરના ચિથડાંઓ નીતરોજ છપાઇને નિકળેછે, જેમાં કાંઈ નહી પણુ કલ્પિત જોડી કાહાડેલી વાતો અથવા કથાઓ સમાવેલી હોયછે, અને જે વાંચવાથી આપણા જુસાઓ ઉશ્કેરાયછે, અને આપણી નીતિનો ભંગ થાયછે, તેવાં ચિથડાં વાંચવાથી તમો પહરેજ રેહેવો એવી મજબૂત ભલામણુ મારી તરફથી કરૂંછું. તમારી નીતિનો ભંગ થાય, તમારી તનદરોસ્તી બગડે, અને તમો ખોદાના ગુનેહગાર થાવો, તેના કરતાં બેહેતર કે તમો તેવી ચોપડીઓ વાંચોજ નહી અને કંઈ બીજુંકામ કરો. એટલુંજ નહી પણુ અસલી વખતનીબી એવી હલકી કીસમની ચોપડીઓ વાંચવાનો શોખ હરગેજ રાખતા ના.

## કાંમકાજ બજાવવા વિશે.

તમારે માથે ગમે એવું કાંમ આવી પડયું હોય તોબી બનતાં સુધી સર્વથી પેહેલે તે કરો; પણુ કદિબી અધુરૂં કરતા ના, પણુ જો બનતું હોયતો કાંઈ પણુ હરકત તમારા કામને થવા વગર એક શાંત રીતે તે પુરૂં કરો. જયાં કાંમકાજની વાત આવી, ત્યાં તમોને તેની સાથે ચેડાં કાહાડવાં નહી જોઇએ, અથવા તેની સાથે નકામી રીતે વખત ખોવો નહી જોઇએ, અને જેની સાથે તમોને કાંમ યા વહીવટ કાંઈ પણુ

બાબતસર પડશે હોય તેને તમારે કદિબી એમ નહી કેહેવું કે "હું તમારી સાથે કોઈ બીજી સારી જોગવાઇએ વાત કરીશ." મુખ્ય કરીને જયારે તમો જુવો કે આજને આજ તે કાંમ વિશે તમો તેની સાથે વાત કરવાને શક્તિવાન છો. જે આજે થતું હોય તે હરગેજ કાલ ઉપર રાખવું નહી જોઇએ, કાંએકે કાલ કેવીછે તે કોઇને ખબર નથી. સર્વથી સરસ જોગવાઈ કામ કરવા માટે જોશો તો તે તરત વેળા કરવામાંછે. એક ડહાયું માણસ વિદ્યાભ્યાસમાં રોકાવાને સારૂ કાંમને પડતું મુકતો નથી પણ બંનેને ઘટતા વખતમાં તપાસી લેછે. ગમતો અને મોજોને ખોટી રીતે પસંદ કીધાથી તથા તેઓને બેકાયદ રીતે ભોગવ્યાથી ઘણી વખતે આપણ વખતને નકામી રીતે જતો મુકયે છિયે, અને જે કાંમ હાથમાં ધરેલું હોયછે તે અધુરૂં રહી જાયછે અને પુરૂં થતું નથી.

## કાયદો અથવા નિયમ.

શિતાબી એ હરેક હાથમાં લીધેલા કામનું રૂછે. બીજી રીતે બોલ્યે તો તેની મતલબ એછે કે હરેક ઉઠાવેલું અથવા માંથે લીધેલું કાંમ જલદીથી અને શિતાબીથી સરંનજામ પુગાડવું જોઇએ. એમ કરવાને માટે ચોકસ કાયદા અથવા નિયમથી ચાલવાને લીધે જેટલી મદદ આપણને આપણા કાંમમાં મળેછે એટલી મદદ બીજી કસાથી મળતી નથી. દરેક ચીજને માટે એક ચોકસ નિયમ બાંધો, અને ભુલથાપ ખાધા વિના તેને હમેશ વલગી રેહેવો; પણ ભોગ જોગે જો નહી ધારેલી હરકતો તમોને નડે તોજ તે નિયમ તુટવા દો. દર અઠવાડીએ તમારો હીસાબ તપાસવા માટે એક ચોકસ દહાડો અને કલાક ઠેડવો, અને હીસાબનું ખાતું તરત સમજ પડે એવી રીતે રાખો; એમ કીધાથી તમોને તે

તપાસતી વખતે જરા પણ મેહેનત પડશે નહી અને તમારો વખત પણ જશે નહી, અને લેણદેણમાં તમો બીજાને હાથે કદિ ઠગાશોબી નહી. જેબી તમારા કાગળો અથવા પત્રો હોય, તેઓને નીશાન કરીને અને તેઓમાં જે બાબત હોય, તે પ્રમાણે તેઓને જાદાં કરીને બીંદરી બાંધી રાખો, કે જેથી કરીને તમોને કોઈબી કાગજ પત્ર જોઇએ તે તમો તરત કાહાડી શકો. વળી તમારી ચોપડીઓ વાંચવાને વાસ્તેબી એક કાયદો બાંધો, અને એને સારૂં સહવારના રોજ થોડો ભાગ વાંચવામાં રોકો; વાંચો તો બરોબર સમજીને અને એક પછી એક પાને પાનું વાંચો, અને નહી કે જેમ કેટલા એક લોકો હિયાથી ત્યાંહાં થોડું આએ ચોપડીમાંથી તો થોડું પેલી ચોપડીમાંથી નાસભાગ કરીને અધુરી રીતે વાંચેછે તેમ વાંચો. તમો જે કંઈ વાંચો તેની ઈયાદદાસ્ત રાખવા માટે તમોને કાંમ લાગે એવી એક નાહની ચોપડી બનાવો, પણ તે ચોપડી ખાલી નોધ કરવાને ખાતરજ બનાવો, અને નહી કે તે જાદા જાદા લખનારાઓના ભપકા ભરેલા લખાંણોથી ઉતારો કરીને ભરી નાખો. જો તવારીખ વાંચો, તો પાસે એક નકસો અને જાદા જાદા બની ગયલા બનાવોની તારીખનો એક કોઠો પાસે રાખ્યા વિના કદિબી વાંચવાનું શરૂ કરતા ના, કે જેથી તમોને બરોબર સમજ પડે કે ફલાણી જગ્યાએ અને તારીખે ફલાણો બનાવ બન્યો; એમ કીધા વિના તવારીખને લગતી બાબતો તમોને બની ગયલા બનાવોનો એક ગુચવાડા ભરેલો ઢગલા જેવો લાગશે, અને તેઓ બરોબર રીતે તમોને સમજ પડશે નહી.

જેમ કેટલાએક જુવાનો બોલેછે, તેમ તમો કેહેશો કે આવી રીતનો કાયદો તથા નિયમ તો ભારી પડે, અને કંટાલા ભરેલો; એતો માત્ર આલસુ લોકોનું કાંમછે, અને જુવાની-

ના ભલા જુસાની ઉપર એતો ભારી દબાણ થઈ પડે. હું ના કેહુંછું; અને તેથી ઉલટું તમુને ખાતરીથી કહુંછું કે જુવાનીની ઉપર એ કાંઈ પણ દબાણ છેજ નહી પણ ઓર એમ કીધાથી તમોને તમારી મોજ ભોગવવામાં વધારે વખત મળશે, અને તમોને વધારે શોખ થશે; અને તમોને કંટાલો ઉપજયાને બદલે જો એકજ મહિનો તમો એવા નિયમથી ચાલશો તો પછી તમોને માલમ પડશે કે તે નિયમ એવોતો સારો છે કે પછી તે વગર તમોને ચાલશેજ નહી. જેમ કસરત ખોરાક પાછલ રૂચી પેદા કરેછે, તેમ નિયમસરનું કાંમ ભુખને વધારે તેજ કરેછે, અને મોજ પાછળ શોખ ઉત્પન્ન કરેછે; અને નિયમ વગર કોઇબી કાંમ કદિબી બરોબર ચાલી નહી શકે: તે મોજોને માટે જુસાઓને ઉશ્કેરેછે; અને જે ધણી આખો દહાડો નવરો નકામો બેસ્યા પછી નાચ અથવા બેઠકમાં જાએ, અથવા કોઈ મંડળીમાં સામેલ થવા જાએ, તેને જેટલી રમુજ મળે તેના કરતાં જે ધણી આખો દહાડો કાંમમાં રોકાવા પછે જો તે એવી ગમતમાં સામેલ થાય, તો અલબતાં તેને વધારે રમુજ મળે ખરી. પણ જે ધણી પોતાનો વખત બરબાદ કરીને પોતાના કાંમની ધૂળ કરેછે, તે ધણી મોજ મજાહની બાબતમાંબી સુસ્ત રેહેછે અને તેમાં તેને કંઇ સવાદ લાગતો નથી. છેલે હું હિંમતથી કહુંછું કે એક બાયડી પોતાના ધણીને આલસુ જોવાથી સદા દલગીર રેહેછે, પણ એથી ઉલટું જો તે વિદ્યાભ્યાસમાં તથા કાંમકાજમાં પોતાનો કાળ ગુજારેછે તો તેથી તે બાયડીને પોતાના ધણી તરફ વધારે ચાહા દોડેછે, અને તે ખુશચેનમાં રેહેછે.

હું આશા રાખુંછું કે તમો પોતાને પસંદ પડતી મોજ હમેશ ભોગવતા હોશો, જેથી તેઓ તમોને સવાદ લાગતી

હોશે; એમ બોલવાનું કારણ એછે કે કેટલાએક લોકો એવા-બી હોયછે કે જેઓ મોજભોગવેછે એમ પોતાને સમજેછે, પણ ખરેખર જોતાં તેવું કાંઈ નથી. તેઓ સારી નરસી મોજનો વિચાર કરયા વિના બીજા લોકો જેમ મોજ મારેછે તેમ પોતેબી કરવા જાયછે, પણ તેમાં તેઓને ખરો સવાદ અથવા મજેહ પડતી નથી. આપણ ઘણા જણાઓને જોઈએ છિયે કે તેઓ ખાનાની ટેબલ ઉપર બેસીને હદથી જીઆદે બીજાઓને જોઈને દારૂ પીએછે, ખાંનું ખાએછે, તથા દહાડાને દહાડા સુધી બદફેલીમાં ફરેછે, અને ઉજાગરો કરે છે, તે એટલા સુધી કે પોતાના તંન અને મંનની ધૂળ કરી નાખેછે, અને તેમાં તેઓ પોતાની મોટાઈ તથા સભ્યતા સમજેછે; પણ જેમ બીજાઓના લુગડાં પોતે પેહેડવાથી જેવા કફોડા તેઓ લાગેછે, તેમ બીજાઓની મોજ પોતે અખત્યાર કીધાથી તેઓ ખરેખર ભુંડા લાગેછે. તેથી કરીને તમારી પોતાનીજ મોજ ભોગવો અને તેમાં તમો વધારે દીપી નિકળશો.

ઘણાએક લોકો એવું ધારેછે કે જો તેઓ વિદ્યાભ્યાસ તથા કાંમકાજમાં ગુંઠાયા નહી હોય તોજ તેઓ ખરી મોજ ભોગવી શકેછે, જાણે કે ખુદ વિદ્યાભ્યાસ અને કાંમકાજમાંતો કાંઈ મજેહ છેજ નહી. પણ એમ વિચારવું એ કેવું ખોટું છે: ખરી વાતતો એછે કે એવા લોકો આલસુ બેસી રેહેછે અને કાંઈ કરતા નથી, ત્યારે બેહેતરતો એ કે એવા લોકો ઉ-ઘાયલાજ રેહેતો સારૂં. નકામા બેસવાથી તેઓ આલસાઈ-પણાની ટેવો અખત્યાર કરેછે, અને માત્ર એવીજ જગ્યા-ઓ ઉપર જવાનું આવજાવ રાખેછે કે જયાંહાં તેઓના સુ-સ્તીપણા ઉપર કોઇ ટીકા કરે નહી, અને છુટથી જોઇએતો આખો દહાડો નવરા અને કાંઈ પણ કાંમ વગર બીનફીકર

આલસુ બેસીને તપા મારયા કરે. આવી રીતે તમો તમારો વખત નહી ગુમાવો તે માટે સાવધ રેહેવો; અને જેઆ જગ્યાએ તમો જાઓ ત્યાં ચપળતાથી તથા ખુશ દીલથી ગમેતો મોજ મારો, અથવા જોઈએતો તમારી બેહેતરીને માટે કંઈ સારી ચોપડી વાંચો, પણ પુતળાંની માફક બેમગજ અને આલસુ બેસો ના. જેઆ મંડળીમાં તમો જાવો ત્યાં તમારી ઇંદ્રિયોને ખુશી થવા દયો, તમારૂં જ્ઞાન વધવા દયો, અથવા તમારી ચાલચલણને સુધરવા દયો.

અગરજો દૈવયોગે તમારૂં કાંમ કરવા ઉપરાંત ફરસુદ નહી મળવાથી તમોને કાંઈ અગત્યના કારણ માટે બે અથવા ત્રણ કલાકોની જરૂરીયાત પડે તો તેટલો વખત તમો ઉંઘાવાનું થોડું કરો. દરેક માણસને જાયુક છથી સાત કલાક ઉંઘ બસછે; જો વધારે સુવો તો તે માત્ર આલસપણું અથવા જોંકા ખાવા બરોબરછે, અને જેથી રોગ ઉત્પન્ન થાયછે અને આપણ હેમક બન્યે છિયે. અગરજો એવો બનાવ બને કે તમો કાંમકાજમાં અથવા મોજમા છેક સહવારના ચાર અથવા પાંચ વાગા સુધી રોકાઈ રેહેવો તોબી તેટલા સારૂં તે સહવારે વધારે વખત સુઈ ના રેહેવો, પણ જે વખતે તમોને ઉઠવાની ટેવ હોય તેજ વખતે ઉઠો, કે જેથી સહવારનો કિંમતી વખત તમો ખોહોવો નહી, અને બીજી રાતના તમોને જલદીથી ઉંઘાવાની ફરજ પડશે.

## હલકી તથા નજીવી ચીજો સાથ વખત ખોહોતા ના.

હલકું મગજ હમેશાં કાંઈ કાંમમાં રોકાયલું હોયછે, પણ તે નાહની મકસદમાંજ; તે નાહની ચીજોને મોટી કરી સમજેછે, અને જે વખત તથા ધ્યાન માત્ર અગત્યની ચી-

જો ઉપરજ આપવું જોઇએ, તે નજીવી ચીજો ઉપર તે આપેછે. રમકડાં, પતંગીયાં, પોપટીઓ, સીપો, કોડા, ઇતિયાદી એ ચીજો જાણે કેવી માહાભારત હોય તેમ તેઓ વિશે ગંભીરાઇથી અતિઘણી તલાસ કરેછે. જે મંડળીમાં તેઓ જાયછે, ત્યાં લોકોના પોશાક ઉપર અને નહી કે તેઓની ચાલચલણ ઉપર ધ્યાંન લગાડેછે. નાટકમાં જાયછે તો સણગાર ઉપર અને નહી કે ખેલની સમજ ઉપર ધ્યાંન આપેછે; અને અદાલતમાં જાયછે તો ત્યાં ચાલતી રાજનીતિ ઉપર ધ્યાંન આપવા કરતાં ત્યાં ચાલતા સંસ્કાર ઉપર વધારે ધ્યાંન આપેછે. આવી રીતે વખત રોકવો, એ કાંઇજ નહી પણ તે તદન ખોહોવા બરોબરછે.

સુસ્તી, આલસાઇ અને બાયલાંપણું એ ત્રણે કષ્ટછે, અને આવી રીતે વર્તવું એ જુવાન ગ્રહસ્થને છાજે નહી. જોઇએ તો તમારી જુવાનીના વખત પછી ઓછામાં ઓછા ચાલીસ વરસ જવા દયો અને પછી ગમે તો સુસ્તીમાં દહાડા કાહાડો.

ગમે તેમ કરીને જે જગ્યા ઉપર તમો રેહેતા હોવો ત્યાં એવી મંડળીમાં આવજાવ કરવાનું રાખો કે જે મંડળી વિદ્યાના ભંડોલને લીધે અથવાતો ત્યાં હાજર થતાં લોકોની ઉંચી પદવીને લીધે તે સર્વથી ઘણી વખાણાયલી હોય, તથા જયાં સર્વથી સરસ તરબીયત લીધેલા લોકો આવતા હોય. એવી મંડળીમાં તમોબી જવાનો ઠેડાવ કરો, પછી તે મંડળી કેટલીએક બાબતમાં તમોને ગમે એવી નાપસંદ લાગતી હોય તેની ફીકર નહી. એથી કરીને સર્વથી સરસ મંડળીઓમાંથી જો તમો જવા માગશોતો તમોને ભારી પડશે નહી.

વખતની ખરી કિંમતની કદરને બુજો; તેની દરેક પળ છિનવો, પકડી રાખો અને ભોગવો. આલસાઇ, સુસ્તી

અને બીજા કદિ કરતા ના: ફરીથી હું કહું છું કે જે આજે બનતું હોય તે કાલ ઉપર કદિ રાખતા ના. એ માફક કરવાને માટે પેલા વખાણાયલા પણ કમનસીબ પેનસનદાર નામે ડા વીતે પોતાનો હમેશાનો કાયદોજ કીધો હતો. એ માફક ખંતીપણાથી ચાલવાને લીધે કરીને પ્રજાસત્તાક રાજ્યનું સઘળું કાંમ કરવાને તેને પુરતો વખત મલ્યો એટલુંજ નહી પણ જાણે તેને કાંઈ પણ કાંમ કરવાનું અથવા વિચારવાનું હોય નહી તેમ રાતની વખતે ખાના ઉપર અને મંડળીઓમાં આસાનીથી હાજર થવાનેબી તેને પુરતો વખત મળતો હતો.

---

## પતરાજી.

પતરાજી મારવાથી અને ખાસ કરીને એવી રીતની પતરાજી કે જેથી એક માણસ અકડબાજમાં ખપે તેવી રીતની પતરાજી મારવાથી તમો અતિશય પહેરેજ રેહેવો. એતો બીન અજમાયસવાળા ચીબાવળા જુવાનોની એક સૌધારણ કસુરછે. એ ચાલ એવીતો ખરાબછે કે જો એક વખત તે હાંસલ કીધામા આવીતો, જેમ એક મોએદની આડી ચાલથી તેને માંથે સદાનો ડાઘ લાગેછે, તેમ એક ગર્વવાળા માણસના કપાળે તેની પતરાજીને લીધે તેવો ડાઘ વધારે જોરથી ચોહોટી બેસેછે. ગર્વથી એક માણસની મતલબ કેવી જૂદી જૂદી રીતે ઉંધી વળેછે, એ વિચારવું બિકટ નથી. જો એક માણસ પતરાજી મારીને દરેક બાબતમા માંથું મારેછે અને તાકીદથી તેનો ચુકાદો કરી દેછે, ઘણીએક બાબતોમાં પોતાનું અગ્નાનપણું પોતેજ ઉંઘાડું પાડી દેછે અને કેટલીએક વખતેતો કંટાલો ઉપજે એવી સેખી કરેછે, તો બીજો એવોજ પતરાજીખોર શખ્સ જાણે બઈ-

રાંઓમા માંનીતો થયલો હોય અને જાણે તેનું કહેણ તેઓ-
મો ફતેહમંદીથી તથા સફળતાથી થતું હોય, એવું બતાવવા
પતરાજી મારેછે. સર્વથી વખણાયલાં ઉંચાં ખાનદાનવાળી
તથા ખુબસુરત બાઇડીઓ તેને કેવો ચાહેછે, તથા તેઓથી
તેને કેવી હીમાયત મળેછે, તે ઉપર તે એસારો કરેછે એટલુંજ
નહી પણ તેઓમાની કોઇએકની સાથેતો તેને એક ચોકસ
જાતનો નિસબતછે એવી ખબર તે આપણને આપેછે.
અગર જો એ ખરૂં હોયતો એવી ચાલથી તેની લાયેકી જ-
ણાતી નથી; જો એ ખોટું હોયતો તે શખ્સ ખરેજ બે
આબરૂ હોવો જોઇએ; પણ તેનુ આવી રીતનું ગર્વથી બો-
લેલું ખરૂં હોવો કે ખોટું તોબી બંનેમાં આબરૂ મેળવવા
જતાં તે ઓર પોતાની આબરૂ ખોહી દેછે. કેટલાકો થો-
ડીક બાહેરની નાના પ્રકારની બાબતો (કે જેની સાથે તે-
ઓને જરાબી લાગતું વલગતું છે નહી) ની મદદ લેઇને
પોતાની મુખ સ્તુતિનું બાંકુ ફુકેછે, જેમકે તેઓતો ઉંચી
અને બુલંદ તોખમથી અથવા ખાંનદાનથી ઉતરેલાછે, અ-
થવાતો સગાઈ હોયછે, અથવા સારા સારા માણસોની સાથે
તેઓને દોસ્તીછે એવું બોલીને પોતાની વડાઈ જણાવેછે.
હર વખતે અને હર ઘડીએ જરા જરા વાતમા "હમારા
બપાવા અને કાકા કેવું નામ મેળવી ગયાછે," એવું બોલેછે.
કોઈ વખતેતો તમારા પુછવા વગર તે બોલી દેછે કે, "ફલા-
ણા માહા પુરૂષ સાથે મને અતિઘણી દોસ્તીછે" તો જોકે
તેણે તેને કોઈ દહાડે જરાપણ જોયોબી નહી હોશે, પણ
એકબારગી આપણ કદાચ તેનું બોલેલું કબુલબી રાખ્યે, તો
પછી આગળ શું ? શું માત્ર આવા ખાલી છત્તિફાકને લીધે
તેઓ વધારે શોભી નિકળેછે ? બચીત નહી. એથી ઉલટું,
આવી રીતની તેઓની ભળતી વાતોથી ચોકસ સાબેત થા-

પછે કે તેઓમાં કંઈપણ આબરૂ પાણી બીલકુલ છેજ નહી. પેલી કેહેવત ઈયાદ રાખો કે, "એક તવંગર કદિ કોઈની પાસેથી ઉછીનું લેતો નથી," તેમ જો એ લોકોમાં આબરૂ ભંડાળ હોતતો આએ પ્રમાણે તેઓ બીજાઓની કીર્તિ ગાઈને પોતાની કીર્ત્તિ વધારવાનું કરતે નહી. આએ એક કાયદો તમારી છાતીમાં કોતરી રાખો, તે એકે જે વાતમા દીપી નિકળવાનું તમારૂં મન હોય તેમા તમો સરસછો, એવું ડાળ કદિબી ઘાલતાના. તમારી વખાણના તમો જો ભુખા હોવોતો સદા નમ્રતાઈ અખત્યાર કરો, અને તમારામા જો પાણી હોશેતો આપોઆપ ઘેરબેઠાં તમારી વખાણ ગવાશે. જેમ જો એક ખરેખરો ભણેલો શખ્સ હાજર જવાબ આપવાનું ડાળ ઘાલેછે તો તે અકડબાજમા ખપેછે, તેમ ખરેખરો એક બાહાધુર પુરૂષ જો કવખતે મરદાંનગી અથવા હીમતનું ડાલ બતાવા જાએછે તો તે એક ધાંધલખોરમાં અથવા લફંગામાં ખપેછે. આવી રીતની નમ્રતાઈ ઉપર તમારે એમ નહી સમજવું કે હું તમોને હીચકારા થવાની અથવાતો જરાજરામા શરમાળ થવાની ભલામણ કરૂંછું. એથી ઉલટું અંદરખાનેથી મકંમ અને મુસ્તકિન રેહેવો. તમારૂં ગુન ગમે તેટલું હોય, તે તમો પોતેજ જાણી લેવો અને તે પ્રમાણે ચાલો; પણ તમો ગમે એટલાબી પૈસે ટકે સુખી હોવો, અથવા ગમે એટલા ભણેલા હોવો, અથવા રૂસ્તમ જેવા જોરેમંદ અને બાહાધુર હોવો, તોબી તે પૈસા તે, વિદ્યા, અથવા તે જોર વિશે મગરૂર રહી હરગેજ કોઈની આગળ તે વિશેની બડાઈ મારતા ના. જેબી ખરો ગુણ તમારામા હોશે તે બીજાઓ આપોઆપ શોધી કાહાડશે, અને એમ થવાથી જેટલી તારીફ ત-

મારે મોહોડે ગાવો, તેના કરતાં બીજાઓને તે માલમ પડવાથી તેઓ વધારે સરાગાત કરીને ખરાં જીગરથી ગાશે.

---

## નેકી.

નેકી એ એક એવી ઉમદા બાબતછે કે જેની ઉપર તમોને અને તેમજ દરેક માણસને ધ્યાંન આપવું ઘટેછે. લોકોનું ભલું કરવું અને સાચું બોલવું એ બેમા એની સઘળી મકસદ સમાયછે, તેથી કરીને તેની અસર સર્વે મનુષ્ય જાતીને ફાયદાકારકછે, અને ખાસ કરીને તમોને પોતાને લાભકારકછે. નેકી આપણને મનુષ્ય જાતના દુખ ટાળવા અને તેઓ ઉપર દયા કરવા શિખાડેછે; તે આપણને મંડળીઓમાં વાજબી ઇનસાફ અને સારી રીતી ચલાવવા શિખવેછે અને ટુકમાં મનુષ્ય જાતનુ જેબી તરેહથી ભલું થતું હોય તેમા મદદ કરેછે. આપણને પોતાને અંદરખાનેથી તે એવુંતો સુખ અને શંતોષ આપેછે કે તેના જેવું સુખ બીજી કોઇબી ચીજ આપણને આપી શકે નહી, અને જે કોઇબી શખ્સ તે ચોરી શકશે નહી. પૈસા, જોર, સત્તા, તથા મોહોટાઇ એ સઘળું બીજાઓના જુલુમથી અને બેઇનસાફીથી અથવાતો લાઇલાજ દૈવયોગોથી અથવા બનાવોથી આપણની પાસેથી જતું રેહેશે, પણ નેકીતો ખાસ આપણી ઉપર આધાર રાખેછે અને તેથી કરીને કોઇબી શખ્સ તે આપણી પાસેથી લેઇ શકશે નહી. બીમારી કદાચ આપણને શરીરની મોજો ભોગવવા નહી દે; પણ તોબી નેકીને લીધે જે સંતોષ આપણને ભીતરમા લાગેછે, તે શંતોષ ગમે એવી જબુન બીમારી પણ છિનવી શકશે નહી. એક પાપી માણસ પોતાની જીંદગીમા દુનીયાદારીનું શુખ

ભોગવવા માટે સઘળી જોગવાઇઓ છતાં, જેટલો સુખી થઇ શકે તેના કરતાંબી વધારે સુખી એક નેક માણસ હોયછે, પછી તે ગમેએવો આફતમા આવ્યો હોય તોબી અંદરખાં-નથી જે શંતોષ તેને પોતાની નેક ચાલને લીધે લાગેછે, તેથી તે ખરેખર વધારે સુખી અને શંતોષી હોયછે. જો એક માણસે જુઠાઇથી, તરકટથી અથવા જુલમથી કુમત અને પૈસા મેળવ્યા હોયતો તે તેઓને કદિબી ભોગવી શ-કશે નહી, કારણ કે તેનુ દીલ તેને મારશે અને જે નીચ ઉપાયોથી તેને આવી રીતે પૈસા એકઠા કીધા, તે સદા તેની સનમુખ આવીને ઉભા રેહેશે અને તેને કાએર કરશે. હ-ઇડામા જે દંખો તેને લાગેછે તેઓ રાતના તેને સ્વસ્થપણે ઉંઘાવાબી દેતા નથી; પણ તેને પોતાના કરતુક અને ગુના-હના સ્વપના આવ્યા કરેછે અને દિવસમાં જ્યારે પોતે એકલો હોયછે, અને જયારે વિચાર કરવાને તેને વખત હોયછે, ત્યારે તે બેચેન, દલગીર અને ઉદાસ રેહેછે. તે દરેક ચીજથી બિહેછે, કારણ કે તે સારી રીતે સમજેછે કે મનુષ્ય નામે તેને ધિક્કારેછે અને તેથી તેઓને જો તાલ ફાવીતો તેને દુઃખ દીધાવિના જીનહાર રેહેવાના નથી એવું તે વિચારેછે. પણ એથી ઉલટું એક નેક ચાલનુ માણસ ઉપર ગમે એવો અંદેસો અથવા મુસીબત આવી પડે, અને તે ગરીબી હાલતમા આવી જાએ, તોબી તેની નેક ચાલ એજ તેને બધા દુઃખમા સુખી રાખેછે, એનેજ તે સર્વથી ની-યામત બખશીસ ખોદા તરફથી ઉતરેલી સમજેછે; તેના અં-તઃકરણનું ચેન અને શંતોષ તેને દિવસમા ખુશ ચેનમા રાખેછે, અને રાતના તેથી તેને સારી ઉંઘ આવેછે, તે પોતે ખુશી સાથે એકલો રહી શકે, કાંએકે તેને ખરાબ વિચારો આવશે એવી ફીકર તે રાખતો નથી. એકાંતપણાંમા એક

માણસ પોતાની જીંદગી ગુજારતો હોય, તાંહાંબી નેકી જ-બરીથી પેવસ થાયછે, અને પોતાનો પમરાટ છેક દુરવેર પાંથરેછે, અને મોડ વેહેલે તેનો બદલો હમેશ મલ્યા વિના રેહેતો નથી.

લાર્ડ શેફ્ટસબરી એવું કેહેછે કે જો એક માણસને કોઇ જોતું નહી હોય તોબી પોતાના બદનની સફાઇ ખા-તર તેને પોતાને સાફ રેહેવું જોઇએ, તેમ દરેક માણસે પોતાના ફાયદાને માટે નેક થવું જોઇએ, તો જોકે તેની નેક ચાલ કોઇ જાણતું પણ નહી હોય તોપણ તેને નેકીજ કરવી જોઇએ.

